# गजरामारुजीनी वारता.

સર્વે સોખીલા સજ્જનોને વાસ્તે

છપાવી પ્રસિદ્ધ કરનાર

## बुकसेलर जगजीवन दलपतराम.



## अमदावादमध्ये.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટિંગ અને

જનરલએજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૮ સને ૧૮૮૧

# ગજરામારુજીની વારતા.

સર્વે સોખીલા સજ્જનોને વાસ્તે
છપાવી પ્રસિદ્ધ કરનાર

## બુકસેલર જગજીવન દલપતરામ.



## અમદાવાદમધ્યે.

મામાની હવેલીમાં યુનાઈટેડ પ્રિન્ટિંગ અને
જનરલ એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપી.

સંવત ૧૯૩૮ સંને ૧૮૮૧

# ગજરા મારૂજીની વાર્તા.

શ્રી ગણેશાય નમઃ શ્રી સારદાય નમઃ શ્રી ગુરૂભ્યો નમઃ
અથ વારેતા ગજરા મારૂની લખી છે.

દુહો.—પ્રથમ સારદાને વરણવું રે, કાંઈ માગુ એક પસાયરે; મુજ વરદો વરદાયનીરે, કાંઈ શુભ મત આપોને માયરે. કાંઈ૦ ૧ સરસ્વતી સારદાને વીનવુંરે, કાંઈ ગણપત લાગુ પાયરે; કાંઈ૦ શુધ બુધ તમે આપજોરે, મારી જીભ્યાએ જશ થાયરે, મારી૦ ૨ દુંદાળોરે દુઃખ ભંજણોરે, કાંઈ સદાયે બાળે વેશરે; કાંઈ૦ પ્રથમ સમરૂ હુંતો તેહનેરે એતો ગવરી પુત્ર ગણેશરે, એતો૦ ૩ શ્રી ગુરૂને હુંતો ચરણે નમુરે, કાંઈ ગણપત રહું કરજોડરે કાંઈ૦ સહુને કરૂંરે હું તો વિનતીરે, કોઇ મુજને ન દેશો ખોડરે, કોઈ મુજને ન દેશો ખોડ, ૪

માંડવ ધઢ શેહેરના જામ રાજાને સાત રાણીઓ હતી, તેમાં ૭ માનીતી અને એક દામાવંતી રાણી અણમાનીતી હતી, એ સાતે રાણીઓમાં કોઇને પેટ દીકરો નહોતો, એક દાહાડો સવારના પોહોરમાં મોહોટા મળસકામાં પાસેના ગામમાંથી એક ઢેયડી સુથીઆ સાવરણી વેચવા સારૂ શેહેરમાં આવતી હતી, તેણે રસ્તામાં વેગળેથી રાજા સંડાસમાં જતા જોયા. એટલે વિચાર કરયો કે સાત રાણીએ રાજા વાંઝીયા છે માટે તેમનું મોં જોતાં મને અપશુકન થશે, અને માહારાં સુથીઆં સાવરણી ખપશે નહી એવું ધારી તે ઢેયડીએ

રાજાના સામો સાવરણી ધરી, અને પુંઠ ફેરવી ઉભી રહી. આ તમાસો જોઇને જાંમ રાજા બહુ ગુસ્સે થયો, અને પેલી ઢેયડીને પાસે બોલાવી પેછે છે.

દુહો,—સાચુરે બોલ તુંતો દાસણીરે, કાંઈ જુઠેરા વચન ન બોલરે; કાંઈ૦ જીવતાં ચડાવું તુને શુળીએરે, કાંઈ ધુંદી પડાવું તારી છોલરે કાંઈ૦ ૫

હે ઢેયડી સાચુ બોલજે. તેં મારા સામી સાવરણી શા માટે ધરી? જેવું હોય તેવું કેહે નહી તો તને સુળીએ ચડાવીશ. અને તાહારા શરીરની ચામડી ઉતરાવીશ તે સાંભળી ઢેકડી ઘભરાણી અને બોલી કે માહારાજ સાચુ બોલીશ તો તમને રીશ ચડશે રાજા કહે કે સાચુ બોલીસ તો તને છોડી મુકીશ અને ખુશી કરાશ એથી ઢેયડીના મનને ધીરજ આવો અને તે બોલી:—

દુહો.—મેલામાં મેલો જોને ડુમરોરે, કાંઈ તેથી મેલેરો લોભરે; કાંઈ૦ એથી મેલોરે રાજા વાંઝીઓરે તેતો મુવે ન પામે મોક્ષરે. કાંઈ મુવે ન પામે મોક્ષ. ૬

ડુમરો એટલે પેટમાં પાપ રાખી પોતાની વાત બીજાને જણાવે નહી તે મેલો કહેવાયછે, અને તેથી ઉતરતે દરજ્જે લોભીઓ માણસ છે પણ તે બંને કરતાં વધારે મેલો વાંઝીઓ કેહેવાય છે વાંઝીઆને સ્વર્ગમાં જવાનો અધીકાર નથી. માટે તેવા પુરૂશનું સવારના પોહોરમાં મોં જોવું અને શુકન લેવા તે ઘણું નખેદ છે. આપને સાત રાણીઓ છતાં પુત્ર નથી માટે મેં સાવરણી આડી ધરી હતી. આ વાત મેં સા ચે સાચી કહીછે. હવે દીલ ચાહે મને રજા આપો અગર

તમારી નજરમાં આવે તે કરો. રાજાએ ઢેયડીની વાત સાચી માનીને તેના ઊપરથીરીસ ઉતારીનાંખી અને પોતાની સાથે દરબારમાં લઈ ગયા. ત્યાં કમોદના ચોખાનો ઢગલો પડ્યો હતો તેમાંથી ગાંસડી બંધાવી ઢેયડીને વીદાય કરી. રસ્તે જતાં મન સાથે કહે છે કે હવે સાવરણીને સુંથીઆં વેચવાની જરૂર નથી બે ત્રણ મહીનાની ખરચી જેટલા આ ચોખા મળ્યા છે, એમ ધારી પાછી પોતાને ઘેર ગઈ; ત્યાં તેના ધણીએ પુછ્યું કે તું આ ચોખા ક્યાંથી લાવી! ત્યારે ઢેયડીએ કહ્યું કે તમારે શું કામછે. ધણીએ કહ્યું કે રાંડ સાચુ બોલ નહીંતો ઘરમાં પેસવા નહીં દેઉ ત્યારે તે બોલી હુંતો રાજાને ત્યાંથી લાવીછું. તે સાંભળીને તેનો ધણી કહે કે એ ચોખા આપણે જોઈએ નહી. રાજા વાંઝીયા છે માટે તેમનું મોં જોવાય નહી તો પછી તેમનું અન્ન કેમ ખવાય? ઢેયડી કહે કે આખુ શેહેર એમનું અન ખાયછે તો આપણને શી હરકત છે શું આપણે બધા કરતાં મોહોટાં કે રાજાનું ન ખાઈએ! તે સાંભળી તેનો ધણી બોલ્યો કે જે શાસ્ત્ર નથી સમજતા તેજ રાજાનું હરામ ખાયછે. પણ સમજુતો હલાલ કરીને ખાવાના. રાજા મફત કાંઈ આપે પણ સમજુતો લે નહી. જો તને વિશ્વાસ ન આવતો હોય તો પારખુ જો આપણા ઘરમાં કોદરા છે તે ભરડીને તેમાંથી કોદરી કાહાડ અને તેના ભેગા રાજાના ચોખા ભેળવી ચકલાંને નાંખ. જો તે જનાવર ચોખા ખાઈ જશે તો આપણે પણ ખાઈશું. ઢેયડીએ કોદરી અને ચોખા ભેગા કરીને ચકલાંને નાંખ્યા પણ ચકલાંએ કોદરી વીણી ખાધી અને ચોખા રેહેવા દીધા. આવો પ્રતક્ષ દાખલો જોઈને ઢેયડી ચોખાનો પોટલો માથે ચડાવી

રાજાના દરબારમાં પાછી આવી રાજાને કહ્યું કે જનાવર સ-રેખાં તમારૂં અન ખાતાં નથી તો અમે કેમ ખાઈએ. એમ કહીને ઓખા પાછા નાંખી પોતાને ઘેર ગઈ. હવે રાજાને ઓળગાણીની વાત સાંભળતાં મનમાં ઘણો પશ્ચાતાપ થયો માટે વાંઝીયા મેહેણું છતાં રાજપાટનું સુખ કશા કામનું નથી. એમ ધારી પોતાની છ માનીતી રાણીઓને બોલાવી અને કહ્યું કે સાત રાણીઓ છતાં વાંઝીયા મેહેણું રહ્યું. અને તે મે-હેણાને લીધે કોઈ માહારૂં મોં જોતું નથી, અને શુકન લેતું નથી. માટે હવે હું નગરમાં રહેનાર નથી, માહારે રાજપાટ ભોગવવું નથી કોઈ અઘોર વનમાં જઈ ત્યાં કોઈ દેવની આ-સના વાસના કરીશ અને જો તે દેવ માહારૂં વાંઝીયા મેહેણું ભાગશે તોજ હું પાછો નગરમાં આવીશ નહી તો જંગલમાંજ ભટકીને આવરદાનો છેડો લાવીશ એમ કહી ફુલશંગ વજીરને રાજ પાટ સોંપી પોતે શામ ઘોડા ઉપર સ્વાર થઈ ચાલી નિકળ્યા.

દુહો.—રાણીઓ રૂવેરે રંગ મોહોલમારે કાંઈ દાશી રૂવે દરબારરે, કાંઈ૦ રઈયત રૂવેરે સારા શેહેરનીરે કાંઈ વરતાયો હાહાકારરે. કાંઈ૦ ૭ હાટે રૂવેરે હાટ વાણીઆરે તેતો પાડી બેઠા હડતાળરે. તેતો૦ પ્રાણી માત્ર રહે ઉદાશમાંરે, કાંઈ વૃક્ષ નમાવીછે ડાળરે કાંઈ૦ ૮ કાળે ઘોડે ને કાળે લુગડેરે કાંઈ રાજા જાય વનવાસરે; કાંઈ૦ વાંઝીઆ મેહેણું ભાગવારે છોડી ચાલ્યા નગરની આશરે. છોડી૦ ૯

હવે રાજા પોતે નગરમાંથી બહાર નિકળ્યા કે તમામ રંગ મેહેલમાં રાણીઓ રૂદન કરવા લાગી અને દાશીઓ ચાકર

નફર અને નગરમાં વસનારા લોકોએ ઘણું કલ્પાંત કરવા માં-
ડ્યું. નગરના લોકોને ઉદાશ જોઈ પશુ પક્ષીને પણ દીલગીરી
આવી, મોહોટાં અને નહાનાં કુમળાં ઝાડ હતાં તે પણ કર-
માઈ ગયાં. આવી રીતની રઇયતની દીલગીરી અને પશુ પક્ષી-
નો શોકાતુર દેખાવ છતાં રાજા પોતે વાંઝીયા મેહેણું ભાગવાની
આશાએ રાજ પાટ અને કુટુંબ કબીલો મુકીને જંગલમાં
એકલા ચાલી ગયા આગળ જતાં એક મોહોટું ખપૈયા વન
આવ્યું. ત્યાં ઝાડની ઘણી ઘટા જોઈ પોતે વીસામો લેવા
સારૂ ઝાડ તળે ઉતરી પડયા ત્યાં પવનથી ખરી પડીને પાંદ-
ડાંના ઢગલા જમીન ઉપર પડ્યાછે તે ખસેડીને હાથ
વતે રાજા જમીન સાફ કરે છે એટલે પાંદડાંમાં ઢંકાએલી
જળાધારી સહીત માહાદેવની મુરતી રાજાની નજરે પડી તે
જોઈ રાજા બહુ હરખાયો કે હું કોઈ દેવને ખોળવા નિકળ્યો
હતો, તે માહારા ઉપર કીરપા કરીને મને સામા આવી મ-
ળ્યા; માટે હું આ જગ્યાએ રહીને માહાદેવની સેવના કરીશ
એવું ધારી રાજા તે માહાદેવ આગળ તપ આદરીને પુજા
કરવા લાગ્યા; પુજા કરતાં કરતાં બારવરસ વીતી જવા આવ્યાં
તો પણ માહાદેવ કાંઇ પ્રસન થયા નહી એવામાં એક દહાડો
બે શીકારીઓ શીકાર કરવા નિકળ્યા હતા, તે શીકારીઓ ઝો-
ળીઓ ખભે ભરાવી ચાલ્યા આવે છે; તેઓએ વેગળેથી
રાજાને અને ઘોડાને દીઠો એટલે વિચાર કરે છે કે આપણે
પેલા આદમીને મારી નાંખી તેની પાસેથી ઘોડો લઈ લઇએ
એવું ધારી તે શીકારીઓ રાજા તરફ ચાલ્યા આવેછે શીકારી
ઓને દીઠા એટલે રાજા વિચાર કરેછે કે આ કોઇક લુટારા

છે. તેઓ આ ઘોડાની લાલચે મને મારી નાંખશે આપણે રાજ પાટ મુકીને મરવા સારૂ તો અહીં આવ્યા છીએ, હાથે મરવું તે કરતાં પરાયા હાથે મોત થશે તો આત્મ હત્યા ર્ક્યા બાબત નરકમાં જવું નહિ પડે અને હું સારી ગતીએ જઇશ; એમ ધારીને હીંમત રાખી રાજા બેઠા છે; એટલામાં પેલા શીકારી આવી પોહોચ્યા અને કરડી આંખ કરીને ઉભા રહ્યા. તે જોઇને રાજા કહેછે કે હે ભાઈ તમે શા વિચારમાં ઉભા રહ્યા છો, જે તમારા મનમાં હોય તે તાકીદથી કરી નાંખો. એટલે હું આ દુઃખમાંથી છુટીને તરત પરમેશ્વરની પાસે સુખમાં જઈ બેસુ. આ વાત સાંભળીને શીકારીઓ વિચારમાં પડ્યા કે આ કોઈ મોટો માણસ છે, કારણ કે આપણે એક ગાઉ ઉપર જે વિચાર ર્ક્યો હતો તે તેના જાણવામાં આવ્યો માટે માનો ન માનો પણ આ કોઇક દેવતા છે. એમ ધારી મારવાની વાત ભુલી જઇને હાથ જોડી રાજાને પુછેછે કે માહારાજ તમે કોણછો અને અહિ જંગલમાં શા કારણે બેઠા છો? રાજા કહેછે કે ભાઇઓ હું રાજાછું પણ માહારે પેટ કાંઈ છોકરૂ નથી માટે વાંઝીયા મેહેણું ભાગવા સારૂ આ માહાદેવની સેવના કરૂંછું- તે સાંભળી શીકારીઓ વિચાર કરેછે કે આપણે પેટ પણ છોકરૂ નથી અને વાંઝીઆ છીએ માટે આમની જોડે બેસીને મહાદેવની સેવના કરીશું તો પુત્રથશે એમ ધારી ઝાડ ઝોળીઓ બરાબી માહાદેવની શેવા કરવા બેઠા. જ્યાં બે ને ત્રણ દીવસ થયા કે પેલા શીકારીઓને ભુખ લાગી અને તેમનાથી ભુખે રેહેવાયુ નહિ એટલે વિચાર કરેચો કે આપણાથી હવે ભુખ્યા

રેહેવાશે નહિ અને આપણી પાસે શીકાર લાવેલો તઇયાર છે તે ખાઇએ એમ ધારી ઝોળીમાંનો શીકાર બાહાર કાહાડીને માહાદેવની જળાધારી ઉપર મુકી કાપવા માંડ્યો એટલે તમામ જળાધારી અને શેવલીંગ રૂદીરથી ભરાયું. આવું અઘોર કામ જોઇ માહાદેવ અકળાયા કે આ પાપી કેમે ક્યાં જશે નહિ અને મને ભ્રષ્ટ કરી નાખશે; એમ ધારી પોતે જોગીનો વેશ લઇ શીકારીઓના સામા આવી ઉભા રહ્યા અને શીકારીઓને કહ્યું કે અરે મુરખ તમે આ શું કામ કરોછો અને અહિયાં કેમ આવ્યા છો? શીકારીઓએ કહ્યું કે અમારે પેટ કાંઇ છોકરૂ નથી માટે માહાદેવની પાસે પુત્ર લેવા આવ્યા છીએ તે આપશે એટલે જઇશું, લીધા શીવાય જનાર નથી. માહા દેવે વિચાર્યું કે આ પાપીઓ હવે પુત્ર લીધા વગર મને છોડનાર નથી માટે એમને પુત્ર આપુ એટલે અહિયાંથી જાય, એમ ધારી માહાદેવે શીકારીઓને કહ્યું કે ઘેર જાઓ તમને પુત્ર થશે. શીકારીઓ કહે કે વચન આપો તો જઇએ પછી માહાદેવ વચન આપી અંતરધ્યાન થયા અને શીકારી પણ હરખાતા હરખાતા પોતાને રસ્તે પડ્યા. આ તમાસો જોઇ રાજા જામ વિચાર કરેછે કે આપણા કરમની વાત છે. હું બાર બાર વરસના અપવાસ કરીને શેવના કરૂછુ પણ માહાદેવ મને કોઇ દિવસ સ્વપ્નામાંએ દેખાતા નથી અને આ બે પાપો ચંડાળ એક બે દીવસ આવીને બેઠા અને મહાદેવની જળા ધારીમાં અપવિત્રતા કરી. તેમને માહાદેવે પુત્ર આપ્યા માટે હવે હું પણ તેમની માફક કરૂં. એમ વિચારી પોતાના ઘોડાનું દોરડુ છોડીને ઉચે ઝાડ સાથે

બાંધ્યું અને પોતાના બે પગ બાંધીને પોતે નીચે મોઢે ઝુલતાં લટકીને એક હાથે માહાદેવની મૂરતી ઉપર કટાર ઝાલીને હિચકા ખાવા લાગ્યા એટલે કટારની અણી ધાર સાથે અથડાઇ માથુ ઘુંદાવા લાગ્યું અને માહાદેવની જળાધારી લોહીથી ભરાવા લાગી. આવી કમકમાટ ભરેલી રીતે રાજા કમળ પુજા કરે છે તે જોઈ શીવને ઘણોજ ત્રાસ આવ્યો અને એકદમ રાજાના સામા આવીને ઉભા રહ્યા. અને રાજાને કહ્યું કે તું આટલુ બધુ શું કરવાને કરેછે? રાજા કહે કે માહારાજ હું બાર વરસથી પુત્રની આશાએ રાજપાટ મુકી ભુખ તરસ વેઠીને તમારી શેવના કરૂછુ તો પણ તમે પ્રસન થયા નહિ અને પેલા શીકારી પાપી કરમના કરનારા તેમને તમે એક બે દીવસમાં પુત્ર આપ્યા. માટે માહારે તો હવે તમારે માટે મરવું છે. મહાદેવ કહેછે કે જેણે જેવું કરયું હશે તેને તેવું ફળ મળશે. મેં એમને પુત્ર આપ્યા પણ તે પુત્ર છાણમાં કીડા પેદા થઇ ત્રીજે દીવસે મરી જાયછે તેમ ઉછરીને મરી જશે અને તને જે પુત્ર આપવાનો તે કાંઈ નામના કરવા લાયક થશે માટે હવે તું તારા પગ છોડી નાંખ, હું તારા ઉપર ઘણો તુશમાન થઈ ગયોછું. પછી રાજાએ હાથ પગ છોડી નાંખી બે હાથ જોડી પોતે મહાદેવની સામે ઉભા ર હ્યા છે માહાદેવે પુછ્યુ કે તમારે કેટલી રાણીઓ છે? રાજાએ કહ્યુ કે સાત રાણીઓમાં છ માનીતી અને એક અણમાનીતી છે પછી માહાદેવે કહ્યું કે ઊચુ જો ઝાડ શેનું છે? રાજાએ ઊંચુ જોયું એટલે આંબાનું ઝાડ દીઠુ પછી માહાદેવે કહ્યું કે તેના ઉપર ફળ છે કે નહી? રા-

જાએ બીજી વાર ફરીને આંબા સામુ જોયું તો આંબા ઉપર કેરીઓ ઝુલી રહેલી છે, અને તે કારમી દેખાયછે તે જોઈ રાજાએ કહ્યું કે માહારાજ બીન રતે આંબા ઉપર કેરી ઝુલી રહી છે. માહા દેવે કહ્યું કે આ માહારો ધોકો લઇને જા અને આંબા ઉપર માર્ય પછી જે કેરીઓ નીચે પડે તે તાહારી રાણીઓને ખવરાવજે એટલે પુત્ર થશે, જો વધારે લોભ કરીશ તો બાર વરસની મેહેનત નકામી જશે માટે બીજીવાર ધોકો મારીશ નહિ, તે સાંભળી રાજા ધોકો લેઇને ચાલ્યો અને શીવ પણ અલોપ થઈ ગયા હવે રાજાએ આંબા ઉપર ધોકો માર્યો કે સાત કેરીઓ નીચે પડી તે લઈ ઝોળીમાં નાંખી મોહાદેવની પાંસે આવી હાથ જોડીને કહ્યું કે—

દુહા—જગશર માહાદેવ તમને વિનવું રે હુંતો લળીલળી લાગુ પાયરે; હુંતો૦ વાંઝીયા મેહેણુંરે મહારૂં ભાગીયું રે, માહારી સદાય કરજો સાહારે માહારી૦ ૧૦ વિધવા નગરીરે માહારી સધવા થઇ રે, કાંઇ ભાગ્ય તણો નહી પારરે; કાંઈ૦ મેહેર કરી માહાદેવજી, મને આપ્યો નવો અવતારરે મને૦ ૧૧

માહારાજ તમે માહારૂં વાંઝીયા મેહેણું ભાગ્યું તેથી માહારા ભાગ્યની કાંઈ શીમા રહી નથી અને મહારી નગરી કે જે માહારા નગર સુની પડી હતી તે હવે મને જોઇને ઘણી ખુશી થશે અને બહુ સુખ પામશે, કેમકે તમે મને આજ નવો અવતાર આપ્યો હું નગરમાંથી નીસર્યો ત્યારનો મરી ગયા બરોબર હતો એવી રીતે રાજાએ માહાદેવને અરજ કરી અને પ્રદક્ષણા કરીને ઘોડા ઉપર સ્વાર થઇને નગર ભણી ચાલ્યા. જ્યાં નગર નજીક આવ્યુ એટલે લોકોએ રાજાને દીઠા,

અને રાજા આવ્યાની વાત ચાલી તેથી તમામ રઇયત બહુ ખુશી થઇ ફુલશંગ વગેરે પોતાનું બધુ લશ્કર શણગાર્યું. અને સોના રૂપાના ફુલ પડાવી મોહોટી ધામધુમથી વાજતે ગાજતે રાજાની પાસે આવ્યા રાજાને પ્રધાને તથા રાણીઓએ તથા રઇયતે સોના રૂપાના ફુલથી વધાવ્યા, અને વાજતે ગાજતે નગરમાં લાવી ગાદીએ બેસાડ્યા. પછી રાજા પોતે રાણીઓના મોહોલમાં ગયા અને પોતાની છ માનીતી રાણીઓને બોલાવી પેલી સાતે કેરીઓ આપી દીધી. રાણીઓએ તે કેરીઓ ખાધી અને ગોટલા છોતરાં મેહેલની બાહાર ફેંકી દીધાં. પેલી અણમાનીતી રાણી દામાવંતીએ પોતાની દાશીને કહ્યું કે તું માનીતી રાણીઓના મોહોલ આગળ જા અને જો કે રાજા શી નવી ચીજ લાવ્યાછે. બારે વરશે ઘેર આવ્યા છે માટે કાંઇક લાવ્યા તો હશે અને તે ચીજમાંથી કાંઇક નકામુ બારણે ફેંકી દીધુ હશે તે તું લઈ આવ તે સાંભળીને દાશી માનીતી રાણીઓના મોહોલ આગળ આવીને જુવેછે તો કેરીઓના ગોટલા છોતરાં પહેલાં દીઠાં તે જોઇને દાશીને અચંબો લાગ્યો કે આ રતમાં આંબાનાં પાંદડાં સરખાં ખરી પડેછે તો કેરીઓ ક્યાંથી માટે આ કેરીઓજ નવીન ચીજ જણાય છે એમ ધારી કેરીઓના ગોટલા છોતરાં વીણી લઇને પોતાની બાઈ દામાવંતીને આપ્યાં ને કહ્યુ કે બાઈ રાજા તો નવી ચીજ કેરીઓ લાવ્યાછે, તેના ગોટલા છોતરાં પડેલાં હતાં તે હું લાવીછું દામાવંતી કહે કે ગોટલા છોતરાં પણ આપણે કામના છે, એમ કહી ખાંડી કુટીને પીવાની રાબ કરીને પીવાનો વિચાર કરે છે એટલામાં તેને વેહેમ આવ્યો કે આ દેવતાઈ ફળ છે તેથી તેમાં

કાંઈક દર્ષીત હોય અને મને કદી ગરભ રહે તો પછી રાજા આળ મુકે અને તે ખરૂ મનાય કારણ કે માહારે મોહોલે રાજા આવતા નથી માટે હું ફુલશંગ વજીરને બોલાવી તેની રૂબરૂ પીઊં તો કોઈક દીવસ રાજાને મોહોડે માહારી સાખ પુરે. એમ ધારીને ફુલશંગ વજીરને તેડવા મોકલ્યું દાશીએ ફુલશંગ વજીરને કહ્યું કે મહારાજ માહારી બાઈ તમને તેડેછે માટે હાલ ચાલો પછી ફુલશંગ વજીર દામાવંતી રાણીને મોહોલે આવ્યા ત્યાં રાણીએ બેસવા આસન આપ્યું. વજીરજી કહેછે કે રાણીજી તમે મને કેમ તેડાવ્યો છે એવું શું તાકીદનું કામ પડ્યું છે તે મને કહો રાણી કહે કે ભાઈ કાંઈ મોહોટું કાંમ નથી સેહેજ વાતછે તે તમને કહુછુ રાજા પુત્રની આશાએ બાહાર ગયા હતા ત્યાંથી બારે વરશે આવ્યા ત્યારે કેરીઓ લાવ્યા હતા તેના ગોટલા છોતરાં માહારે હાથ આવ્યાં છે તેની રાખ કરી પીવાનો મેં વિચાર કરચો છે. કદાચ કોઈ મોહોટા પુરૂશે તે કેરીઓ પુત્ર થવા સારૂ આપી હોય ને કદી મને ગરભ રહે તો માહારે માથે કલંક મુકે શાથી જે હું રાજાની અણમાનીતીછું તે સારૂ તમને વચમાં રાખવા તેડાવ્યા છે પ્રધાને કહ્યું બાઇ એમાંતે શું છે તમે સુખેથી તે રાખ પીઓ, પુત્ર થશે તો તમારી વતીનો હું રાજાને જવાબ દેઈશ. વજીરે ધીરજ આપી એટલે દામાવંતી રાણીએ વજીરના દેખતાં ચંદ્ર સુરજની સ્તુતી કરવા માંડી.

દુહો.—ચંદ્રમા સુરજ તમને વીનવુંરે મારી સાચેરી પુરજો શાખરે; મારી૦ અણરે માનીતી જોને હું ઠરીરે; મારો લ

ન્યા ભલેરી રાખરે; મારી૰ ૧૨ રાજા મોહોલેરે નથી આ-
વતારે મને કુડી ચડાવે આળરે; મને૰ પીતા વના જોનેપુત્ર
થયોરે, એવી આપશે મુજને ગાળરે. એવી૰ ૧૩ જગશર મા-
હાદેવ તમને વીનવુંરે, મારી ભલેરી રાખજો લાજરે; મારી૰
પુત્ર પરશાદીનો આપશો તો મારાં સરશે સરવે કાજરે મારાં૰
ફુલશંગ વજીર તમને વીનવુંરે; મારી સાચેરી પુરજો સાખરે;
મારી૰ અણુરે માનીતી જોને હું ઠરીરે, મારી લજ્યા ભલેરી
રાખરે મારી૰ ૧૫ રાજા મોહોલેરે નથી આવતારે, મને
કુડી ચડાવશે આળરે; મને૰ પીતારે વના જોને પુત્ર થયો
એવી આપશે મુજને ગાળરે. એવી૰ ૧૬

હે ફુલશંગ વજીર તમારી અને ચંદ્ર સુરજની સાખે હું
આ કામ કરૂ છું જો મારા ભાગ્યમાં હોય ને માહાદેવજી
મને પુત્ર આપે તો માહારી લજ્યા તમારા અને તેના હાથ-
માંછે એટલુ કહી રાણીએ ફુલશંગજી વજીરને વીદાય કીધા
એટલે તે પોતાને ઘેર ગયા. હવે રાણીએ વીચાર કરયો કે
રાખ પીવાથી કદાચ મને પુત્ર થશે તો તેને ચડવા લાયક ઘો-
ડો જોઇશે માટે મારી ઘોડીને અરધી રાખ પાઉ તો વછેરો
તેના જેવા થાય એવું ધારીને અડધી પોતે પીધી અને અ-
ડધી ઘોડીને પાઈ. તેજ દીવસથી રાણીને અને ઘોડીને સાથે
ગરભ રહ્યો પણ છ માનીતી રાણીઓને પણ કેરીઓ આ
પેથી ગરભ રહયા, અને જ્યાં નવ મહીના પુરા થયા એટલેસાતે
રાણીઓને પુત્ર અવતરયા, અને અઢાર મહીને ઘોડીને પણ
માહા જોરાવર વછેરો થયો માનીતી રાણીઓને રાજાએ કે-
રીઓ આપી અને રાણી દામાવંતીને અણમાનીતી જાણીને
આપી નહી; એટલો વેરાવંચો કરવાથી મહાદેવ કોપાયમાન

થયા એટલે છ રાણીઓના પુત્ર કદરૂપા અને લુલા લંગડા અવતરેચા અને હેત કરીને ગોટલા છોતરાંની રાબ પીનારી પેલી અણમાનીતી દામાવંતી રાણીને માહા કાન્તીવાન અને તેજસ્વી પુત્ર પેદા થયો. પેલી છ માનીતી રાણીઓને પુત્ર આવ્યાની વધામણી રાજા પાસે ગઈ, તેથી રાજા ઘણું હરખાયા. પણ અણમાનીતીને પુત્ર થયો તેની કોઈને ખબરજ નથી. સવારના પોહોરમાં રાણી દામાવંતી પોતાની દાશીને બોલાવીને કહેછે.

દુહો.—દાશીરે મારી જોને બેનડીરે, તું તો ઝટપટ તઈયાર થાયરે. તુંતો૦ જન્મોતરી કરાવીને પુછીએરે. કાંઈ જોશીને તેડવા જાયરે; કાંઈ૦ ૧૭

અરે દાશી તું ઝટપટ તઈયાર થઈને જા જોશી બાવાને બોલાવી લાવ કે આપણા ભાઈની જન્મોતરી કરાવી નામ પાડીએ. એ સાંભળી દાશી દોડતી જોશી બાવાને ઘેર ગઈ ને કહ્યું કે.—

દુહો.—કુળના જોશીરે તમને વીનવુંરે, હુંતો નમી નમી કરૂ ઝવારરે, હુંતો૦ માહારી બાઈએ મને મોકલીરે તમે ઉઠી આવોને આ વારરે. તમે૦ ૧૮

જોશી માહારાજ માહારી બાઈ તમને બોલાવે છે તમારૂં ઘણું જરૂરનું કામછે માટે તમે હાલને હાલ માહારી સાથે ચાલો. જોશી માહારાજ મુળ તો લાલચુ અને વળી રાણીનું નામ આવ્યું એટલે મોહોટી દક્ષણા તો મળશેજ એવી આશાએ બગલમાં ટીપણું બીપણું મારીને દોડતા દાશીની સાથે રાણી દામાવંતીને મોહોલે આવ્યા રાણીએ માહારાજને બેસવા આસન આપ્યું અને કહયું કે—

**દુહો.**—કુળના જોશીરે તમને વીનવુંરે, હું તો તમથી ના-નેરી લાગુ બેહેનરે; હું તો૦ જન્મોતરી કરજો જોઈનેરે કુંવર જનમ્યો છે માજમ રેનરે. કુંવર૦ ૧૯ કીએરે નખેતરેરે કુંવર આવીયારે. તમે પાકેરૂ કરજો કામરે; તમે૦ ધરણી ધરૂજેરે તેના તેજથીરે, એવું ધરાવો કુંવરનું નામરે એવું ધરાવો૦૨૦

જોશી માહારાજ તમે પુસ્તકમાં જીવ રાખીને જુવો કું-વર આજ રાત્રે અવતરેચાછે માટે કીઆ નખેતરમાં તેમનો જનમછે, અને નામ શું પાડવું તે મને કહો જોશી બાવાએ જન્મ અક્ષર તઈયાર કરી ગ્રહ ઉપરથી નામ કાહાડીને રા-ણીને કહ્યું.

**દુહો.**—સારે નખેતરે કુંવર આવીયારે, એતો રાખે પીતાનો ઠામરે, એતો૦ ધરણી ધરૂજે એના તેજથીરે. એનું મતીઓ મારૂ આવે નામરે; એનું૦ ૨૧ જોર મતેરે સઉને જીતશેરે, એતો ભરશે મોહોટા મોહોટી હામરે; એતો જગેશર મહાદેવ એની સાહાયમાંરે એનું ગજરો મારૂ પાડો નામરે એનું ગજરો મારૂ પાડો૦ ૨૨

ભાઈ તો એવાં શુભ અને તાપકારી નખેતરમાં જનમ્યાછે કે તેઓ તો માહા પરાક્રમી જોરાવર અને કાન્તીવાન થશે. પોતાની બુધ્દિથી કામ કરશે. આભની સાથે બાથ ભીડવાની હીંમત ધાલશે અને એના તેજથી આખી દુનીઆં અંજાઈ જઈ એને વશ થશે. પીતાની ગાદી પોતે ભોગવશે પણ બાર વરસની ઊંમરમાં કુંવરને વનવાસ જવું પડશે વનમાંથી આ-વ્યા પછી કુંવર ગાદીએ બેસશે અને સઉ સારા વાના થશે કેમકે તેને માથે માહાદેવનો હાથ છે અને તેનું રક્ષણ કરનાર

પણ માહારેવ છે માટે કુંવરે બહુ બળવાન અને બુદ્ધિશાળી થશે. શાસ્ત્ર પ્રમાણે નામ બે આવે છે એક મતીઓ માર અને બીજુ ગજરો માર એ બેમાંથી આ તમને જે ગમે તે નામ રાખજો પણ માહારી નજરમાં તો ગજરો માર નામ ઘણું સારૂ છે એવું કહ્યાથી રાણી ઘણાં ખુશી થયાં અને દાશીને કહ્યું કે.

દુહો.—ઝટપટ ઉઠો માહારી દાશીઓરે, તમે પેહેરો દક્ષણી ચીરરે; તમે૦ થાળ ભરી શગ મોતીઓરે, તમે વધાવો જોશી વીરરે. તમે વધાવો૦ ૨૩

જોશી માહારાજને મોતીએ વધાવી લ્યો અને ઝવેરનો એક થાળ ભરીને આપો તે શીવાય શેલાં પાઘડી અને હીરા જડીત્ર સોનાનાં કડાં પેહેરાવો. દાશીઓએ તે પ્રમાણે સરવે આપ્યું. એટલે જોશી માહારાજ રાજી થઈ પોતાને ઘેર ગયા. રાણી દામાવંતીના હરખની પણ કાંઈ સીમા રહી નહી. તેણે બ્રાહ્મણ. ભાટ; ભવાઈયા અને બીજા માગણ લોકોને ધન આપી ખુશી કરયા. હવે કુંવર દીવસે ન વધે તેમ રાતે વધે એ રીતે સાત વરસની ઊમરના થયા એટલે ભણવા સારૂ મુક્યા; ભણી ગણીને માહા વિદ્વાન થયા, અને જેમ જેમ મોહોટી ઊમરે થતા ગયા તેમ તેમ પોતાની હુંશીઆરી, ચતુરાઈ અને અંગની ખુબી બાહાર નીકળવા માંડી. એક દીવસ જામ રાજાએ પોતાનાં માનીતી રાણીઓના કુંવરોને દરબારમાં બોલાવ્યા અને તેમની ગાદીઓ પોતાની પાસે નંખાવી તે ઉપર બેશારયા. કુંવરોને જોઇને તમામ સભા લાજવા લાગી અને માંહોમાંહે સહુ રાજાથી છાના હસવા લાગ્યા એટલે

ફુલસંગજી વજીર વિચાર કરેછે કે આ વખત જો દામાવંતી-નો કુંવર ગજરો મારૂ હોય તો બધી સભા ઝાંખી પડી જાય પણ રાજાના હુકમ વગર તેડી કેમ જવાય? રાજા ગુસ્સે થાય તે શીવાય બીજી તો કાંઈ હરકત નથી. ઓર રાજા ગુસ્સે થશે તો થાઓ; પણ આ વખત તો કુંવરને તેડી લાવું. એમ ધારી વજીર દામાવંતીને મોહોલે આવ્યો અને રાણીને કહ્યું કે બાઈ તમારી પાસે એક ચીજ માગી લેવા આવ્યોછું. રાણી કહે કે ભાઈ અણમાનીતી પાસે એવી તે શી ચીજ માગવા-ની છેકે તમે એકાએક માહારે ત્યાં પધાર્યા. માહારા મોહોલ કરતાં તો તમારા રાજાને ત્યાં જે જોઈએ તે હશે, માટે મા-હારી પાસે જે માગશો તે આપી શકાય તેવી હશે તો હું હાજર કરીશ. માટે કહો તમારે શી ચીજનો ખપ પડ્યો છે વજીર કહે બાઈ ચીજ તો કાંઈ નથી પણ તમારા કુંવરને રાજા પાસે માહારી સાથે મોકલો એટલી માહારી અરજ છે. રાણી કહે કે માનીતી રાણીઓના છ કુંવર છતાં માહારા કું-વર વગર રાજાને એવું શું કામ અટકી પડયું છે? પ્રધાને કહ્યું રાજાને તો કામ નથી પણ સેહેજ હું તેડવા આવ્યોછું. કેમકે ત્યાં રાજાના સરવ કુંવર આવીને બેઠાછે તેમને જો-ઈને તમામ સભા લાજી મરેછે, માટે હું તેડવા આવ્યોછું. દામાવંતી કહે કે ભાઈ રાજાને અને માહારે અંટસ છે તે તમે જાણોછો માટે માહારા કુંવરને કાંઈ કરે ત્યારે માહારો શો ઉપાય વજીરે કહ્યું કે જ્યાં સુધી માહારા જીવમાં જીવછે ત્યાં સુધી ગજરા મારનો વાળ વાંકો થવા દેનારજ નથી. રાણી કહે કે ત્યારે તમારી સાથે મોકલુંછું પણ જો માહારા

કુંવરને કાંઈ થશે તો હું આપઘાત કરીને મરીશ તેની હત્યા તમને લાગશે. માટે કુંવરને બચાવવાની હીંમત હોય તો લેઈ જાજો. વજીરે કહ્યું કે તમારે કુંવરની કશી ફીકર કરવી નહી. કુંવર માહારા માથા સાટે છે. પછી દામાવતીએ કુંવરને કહ્યું કે ભાઈ આપણા વજીર તેડવા આવ્યાછે તેમની સાથે દરબારમાં જવા માટે સારા શણગાર પેહેરો અને ત્યાં જઈ એવી હુંશીયારી બતાવો કે જેથી મારી કુખને એબ ન લાગે તે સાંભળી ગજરા મારૂએ પોતાના શણગાર સજવા માંડ્યા.

દુહો.—કસબી મંડીલ માથે બાંધીયુંરે, કાંઇ શીર પેચનો ચળકાટરે; કાંઈ૦ કલગી તોરોરે માંહી શોભતોરે જેમાં મોતી મણીનો ચળકાટરે જેમાં૦ ૨૪ જરકશી જામો પેહેરીઓરે, માંહી ઝીણેરા ઝળકે તાર રે; માંહી૦ હીરા જડીત્ર કંઠે હારડોરે, તેની શોભા તણો નહી પારરે. તેનો૦ ૨૫ સેલે કશીરે કમર બાંધીછેરે કાંઇ રેશમીઓ સુરવાલરે; કાંઈ૦ કનક કમર પટો કેડમાંરે, તેમાં ઝોલાં ખાય તરવારરે તેમાં૦ ૨૬ કેડમાં કટારી છે વાંકડીરે કાંઈ દીશેછે નાનેરા બાળરે; કાંઈ૦ હાથમાં ઝાલીરે ભમર ભાલડીરે. કાંઈ ખાંધે ઢળકતી છે ઢાલરે. કાંઈ૦ ૨૭ અતર કસબોઈ નાખી શરીરમાંરે કાંઈ ચોળી મૂકયા છુટા કેશરે; કાંઈ૦ લાંબા ટુંકારે મારૂ ડગ ભરેરે કાંઈ શોભેછે બાળે વેશરે કાંઈ૦ ૨૮ કામ કુંવર બન્યા મારૂજીરે. જાણે તેજ તણો અંબારરે જાણે૦ ફુલશંગ વજીરની ઝાલી આંગળીરે, કાંઈ મારૂજી ચાલ્યા દરબારરે. કાંઈ૦ ૨૯

ગજરા મારૂએ બહુ મુલાં વસ્ત્ર અને હીરા મોતીના ઘરેણાં પેહેરી કમરમાં કટાર અને તરવાર લટકાવી દીધાં છે.

તેના શરીરની અંદર ખુશબો મઘમઘી રહીછે. એવી રીતના ઠાઠ માઠથી માતાને પગે લાગી વજીરની સાથે દરબારમાં જાયછે મારગમાં વજીરને પુછ્યું કે રસ્તો એકજ છે કે બીજો કાંઈ આડો અવળોછે? વજીરે કહ્યું મહારાજ આડા અવળા રસ્તાનો શું કામ છે? કુંવર કહે હું રાજાને નમવાનો નથી. માટે જો સામો આવું તો માહારે નમવું પડે આ વાત સાંભળીને પ્રધાન ગભરાયો કે આ મારી સાથે આવું બોલે છે તો પછી રાજાને કહેશે. પણ ઠીક જે થયું તે થયું એવું ધારી રાજાની બેઠકની પુંઠે બારી હતી, તે ઉઘડાવી પ્રધાન અંદર ગયા પછી મારૂ વીચાર કરેછે કે જો પેહેલું માથું ઘાલીશું તો નમ્યા કહેવાઈશું માટે પેહેલા પગ ઘાલીને અંદર જવું એ રીતે ગજરો મારૂ દરબારમાં આવી રાજાની જોડે ઉભા રહ્યો ફુલશંગજી વજીર પણ રાજાની સાથે બેઠા. કુંવરને જોતાજ સભા ઝાંખી થઈ ગઈ, અંધારી રાતે તારા મંડળમાં ચંદ્ર પ્રકાશી રહે તે પ્રમાણે કુંવરનું તેજ પ્રકાશી રહ્યું રાજા કુંવરનું તેજ જોતાંજ પ્રધાનને પુછે છે કે આ કુંવર કોનો છે? ત્યારે પ્રધાને કહ્યું કે માહારાજ આ છ કુંવરો જેના છે તેનો એ પણ છે. રાજા કહે મારે છ રાણીઓના આ છ કુંવર છે અને વળી આ કુંવર કોનો? પ્રધાને કહ્યું આપણી અણમાનીતી રાણીનો તે છે રાજા કહે હું તેને મોહોલે જતો નથી તો કુંવર પેદા કેમ થયો? પ્રધાને કહ્યું કે મહાદેવની આપેલી સાત કેરીઓ તમે છ માનીતી રાણીઓને આપી તેઓએ ખાઈને ગોટલા છોતરાં નાખી દીધાં, તે અણમાનીતીના હાથમાં આવ્યાં જે ખાધાથી આ કુંવર પેદા થયોછે રાજા કહે

મહારો કુંવર હોય તો સામે આવી સલામ કરે. ગજરો મારૂ કહે હું સાત જણ શીવાય બીજા કોઇને સલામ કરતો નથી. રાજા કહે કે મહારા કરતાં ચઢીયાતા બીજા સાત કયા છે?

દુહો.—પેહેલીરે સલામ માહારી માતનેરે, જેણે નવ માસ રાખ્યો પેટરે જેણે૦ દેહી કષ્ટીને ઉછેરીયોરે; મારી ઘણીએક કષ્ટી વેઠરે. મારી. ૩૦ બીજીરે સલામ જગશરૂ માહદેવનેરે, જેણે પેટમાં ગરભજ દીધરે; જેણે૦ જઠરાગનીથી મુને જાળવીરે મારી રક્ષા ઘણી એક કીધરે મારી૦ ૩૧ ત્રીજીરે સલામ માહરા પ્રભુનેરે, જેણે બહાર આપ્યો અવતારરે; જેણે૦ જીવતા લગી જશ આપશેરે, એતો મુવે ઉતારે ભવ પારરે. એતો૦ ૩૨ ચોથીરે સલામ માહારા રેવંતનેરે, એતો રણમાં રમાડી લાવે ઘેરરે; એતો૦ ગામ થેકી પડે પરગામમાંરે, એની કોઈના જાણે પેરરે. એની૦ ૩૩ પાંચમી સલામ માહારા ખાંડાનેરે, એતો રણમાં કરે મીઠા ઘાવરે. એતો૦ દુસ્મન દુર રેહે દેખીનેરે, માહારૂ બુડતુ તારે તે નાવરે. મારૂ૦ ૩૪ છઠીરે સલામ માહારી ઢાલનેરે, એતો રણમાં હઇયા કેરી ઓથરે; એતો૦ દુશ્મન જોઈ ઝડપ ઉઠતીરે. માહારી પડતી બચાવેલો થરે; માહારી૦ ૩૫ સાતમી સલામ ધરતી માતનેરે એતો મુવા જીવતાનો વિશરામરે; એતો૦ પ્રાણીમાત્ર સઉ પેટ ભરેરે; કાંઈ જીવતાનું જીવન ઠામરે કાંઈ૦ ૩૬

પેહેલી સલામ માહારી જનેતાને કે જેણે નવ મહીના પેટમાં રાખ્યો. પોતે દુઃખ વેઠીને મને મોટો કર્યો. બીજી જગશર માહદેવને કે જેણે ગરભ આપી જઠરાગ્નીથી માહારી રક્ષા કરી. ત્રીજી જગત કરતાં પરમેશ્વરને કે જેણે

અવતાર આપ્યો અને જે જીવતાં સુધી કોરસી વધારી મુવા પછી સ્વરગે લઈ જશે. ચોથી માહારા રેવાનને કે જે ગામ પરગામ જઈને સાંજે વનમાંથી ઘેર લાવે. પાંચમી માહારી તરવારને કે જે લડાઇમાં દુશ્મનનું દળ કાપીને માહારો જય કરે. છઠી સલામ માહારી ઢાલને કે જે મને દુશ્મનના સપાટામાંથી બચાવે. અને સાતમી સલામ ધરતી માતાને કે જેની અંદર મુવા જીવતા સમાય છે અને બધા પ્રાણીઓની ગુજારો ચાલે છે. માટે તેને નમુંછું બીજા કોઇને હું નમતો તેથી. આવા વચન સાંભળીને રાજાને બહુ ક્રોધ ચડ્યો. અને કુંવરનું મસ્તક છેદી નાખવા હુકમ કર્યો. વજીરે કહ્યું માહારાજ હું રાણી પાસેથી માગી લાવ્યોછું તેવો પાછો પોચાડવાનો કરાર છે માટે ત્યાં પોહોચાડ્યા પછી ગમે તેમ કરજો એમ કહી કુંવરને લઇ દરબારમાંથી નીસર્યા રસ્તામાં આવતાં હેંશી વરસની ઘરડી ડોસી આવતી દીઠી એટલે કુંવર પ્રધાનને કહેછે કે આ ડોશીને અહીં બોલાવો, એને હેંશી વરસ થયાંછે માટે સો સવાસો વરસની વાત જાણતી હશે. પ્રધાને વિચાર્યું કે કુંવર મહા ચતુર છે માટે રાજાની પાછળ અંતે આ કુંવરનેજ ગાદી મળશે માટે તેની ચાકરી કરી ફોકટ જશે નહી એવું ધારી ડોસીને કુંવરની પાસે બોલાવી કહ્યું, ડોશીમા તમને કેટલાં વરસ થયાં હશે? ડોશી કહે કે આશરે એંશી થયાં હશે. કુંવરે કહ્યું કે ત્યારે તમને સો સવાસો વરસની વાત યાદ હશે? ડોશીએ કહ્યું કે ભાઈ અવસ્તા થઈ છે તેથી થોડું યાદ રહી શકે. કુંવરે પુછ્યુ કે આ ગામમા પ્રથમ રાજ કોનું હતું? ડોશીએ કહ્યું કે ભાઈ વીરા-

જી ઠાકોરનું આગળ રાજ હતું અને આજે તો આ ગામ રાજાછે. કુંવરે પુછ્યું કે વીરાજીના વંશમાં હાલ કોઈ છે? ડોશી કહે કે બધાં મરી ગયાં પણ સોળેક વરસનો એક છોકરો છે. કુંવરે કહ્યું કે તે છોકરાને મહારી પાસે તેડી લાવો તો ઠીક. એમ કહી દસ મોહોરો ડોશીને આપી. ડોશી મોહોરો દેખીને બહુ ખુશી થઈ અને લાકડી ટેકીને ચાલતી હતી તે ખભે મુકી તાકીદથી પેલા છોકરાને કુંવર પાસે તેડી લાવી પછી પોતે ઘેર ગઈ. હવે કુંવરે પેલા છોકરાને પુછ્યું કે ભાઈ પેહેલાં આ શેહેરમાં કોનું રાજ હતું? છોકરે કહ્યું કે ઘણા વરસ ઉપર તો માહારા ઘરડા રાજ કરતા હતા પણ તેઓનું જોર ઘટ્યાથી હાલ આ રાજા રાજ કરેછે. કુંવરે કહ્યું કે કાંઈ જાગીર તારા કબજામાં છે? છોકરો કહે રોટલા ખાઉ તેટલાં ગામ બાહાર ખેતર છે, અને ગામમાં હજાર વીઘા ભોંયછે ત્યાં હાલ લોકો ઝાડે ફરેછે પણ રાજા માહારી ફરીયાદ સાંભળતા નથી કુંવરે કહ્યું કે તું એ જમીન મને વેચાતી આપીશ? છોકરો કહે વીઘે એક રૂપીઓ લઈને આપીશ. પછી કુંવરે બજારમાંથી એક હજાર રૂપીઆ અને સેલુ, મંડીલ અને સોનાના કડાંનો સીરપાવ આપી તેની પાસેથી દસ્તાવેજ લખાવી લેઈને કુંવર વજીરની સાથે પોતાને ઘેર આવ્યો, રાણી કુંવરને જોઈને બહુ ખુશી થયાં કુંવરે વજીરને કહ્યું કે કાલ સવારે વેહેલા આવજો પેલી જમીન ઉપર મોહોટો મેહેલ બાંધવો છે માટે કોઈ હુશીઆર કડીઆ સુતારને બોલાવી જે સામાન જોઈએ તે-ની યાદ કરાવો. વારૂ કહી વજીર પોતાને ઘેર ગયા. રાણી-

એ કુંવરને પુછ્યું કે કેઈ જમીન ઉપર મેહેલ બાંધવો છે કુંવરે કહ્યું કે આજે આપણે એક હજાર વીઘા જમીન લીધીછે. બીજે દહાડે ફુલસંગ વજીરે પોતાના ખાનગી માણસને કહ્યું કે એક મેહેલ બાંધવા સારૂ કોઈ ન જાણે એમ સામાન મગાવી તાકીદથી કામ ચલાવજો. કોઈને કેહેશો નહી કે આ મેહેલ ફલાણાનો છે એવી શીખામણ દઈ હુંશીયાર કડીયા સુતારને બોલાવી પોતે ગજરામારૂ પાસે તેડી લાવ્યા. ગજરા મારૂએ કહ્યું કે રાજાના મેહેલ કરતાં ઘણો શોભીતો અને મોહોટો મેહેલ કરવો છે માટે તે જમીન સાફ કરાવી ચણવાનું કામ ચાલતુ કરો કુંવરનો હુકમ થતાંજ ફુલશંગ વજીરના માણસે સામાન મંગાવી ઝપાટાબંધ કામ ચલાવ્યું ફુલસંગ વજીર રાજા ન જાણે એવી રીતે ગજરા મારૂનું કારભારૂ કરવા લાગ્યા થોડા દીવસમાં મેહેલ તઇયાર થયો તે બહુ શોભીતો અને છટાદાર બન્યો. દીવાનખાના, રંગ મેહેલ, ખડગ મેહેલ અને જનાનખાનું બહુ શોભી રહ્યું હતું હવા ખાવાને વાસ્તે અગાશીઓ અને તેની અંદર સુગંધી આપનારા ફુલના ઝાડ ગોઠવી મુક્યાં હતાં. કચેરીને સારૂ મોહોટાં દીવાનખાનાઓ ગલીચાઓથી મડી લીધાં હતાં અને જગે જગે તરેહવાર આરસની બેઠકો કરી હતી, ત્યાં ફુવારા છુટી રહેવાથી સ્વર્ગના જેવી શોભા તે મેહેલની થઈ રહી હતી ગજરો મારૂ પોતાના સોબતી છોકરાઓને ભેગા કરી એક રાજાની માફક ઠાઠદાર કચેરી ભરવા લાગ્યો અને રજવાડી રીત પ્રમાણે કશુંબા પાણી થવા લાગ્યા કશુંબાની લા-

લચે મોહોટા મોહોટા માણસોની ઠઠ મારૂને ત્યાં ભરાવા લાગી. ગજરો મારૂ અફીણ ખવરાવે અને દુધ સાકર પાય તેથી બંધાણીઓ આખો દીવસ ત્યાંને ત્યાં પડી રેહેતા હતા; અને રાજા જામના રાવણામાં આવનારા રજપુતો ગજરા મારૂના રાવણામાં અડી જતા હતા, એથી રાજા જાહામે પોતાના પ્રધાનને પુછ્યું કે આપણી કચેરીના રાવણામાં માણસો ઓછા આવેછે અને પેલા બંધાણી રજપુતો કેમ જણાતા નથી? પ્રધાને કહ્યું કે માહારાજ તેઓ કાંઈક કામમાં રોકાયા હશે, અને કોઈ મરી પણ ગયા હશે એમ કહી રાજાને સમજાવ્યો અને ગજરા મારૂને ત્યાંનો મરમ આપ્યો નહી પણ એક દીવસ પરગામથી કોઇ બંધાણી ભાટ ગામમાં આવ્યો તેણે એક આદમીને પુછ્યું કે રાજા રાવણું કરેછે કે નહી? પેલા આદમીએ તેને બંધાણી ધારીને કહ્યું કે રસ્તામાં એક મોહોટો મેહેલ આવેછે ત્યાં અણમાનીતી રાણીનો કુંવર છે તે તમને અફીણ પાશે તે સાંભળીને ભાટ મારૂના મેહેલ તરફ આવ્યો ભાટને આવતો જાઈને ગજરા મારૂએ પોતાના એક માણસ પાસે રેઢીયા કશુંબાનું તાંસળુ ભરાવ્યું. અને બીજાના હાથમાં દુધ સાકર આપી તેઓ મેહેલની નીચે જઈ ઉભા રહ્યા અને પેલા બંધાણીને આવતાં વાત તરતજ કશુંબો અને દુધ સાકર પાઈ. એટલે ગજરા મારૂના હુકમથી ત્રીજા માણસે આવીને ભાટને પાઘડી બંધાવી જેથી ભાટ ઘણો ખુશી થયો. ગજરા મારૂ છાજામાં ઉભા રહી જોતા હતા તેમને સલામ કરી ભાટ ગજરા મારૂના જશ ગાતો ગાતો રાજાની કચેરીને

કરતો થઇ પોતાને મારગે ગયો.

દુહો.— ખાંડીએ મંડીએરે લુલે લંગડેરે, કાંઈ લજવી મારયું બધુ ગામરે; કાંઈ૦ ધનરે અણમાનીતીની કુખનેરે, તારૂ નવખંડ રેહેશે નામરે. તાહારૂ૦ ૩૭

ગજરા મારૂની કીરતી સાંભળીને રાજાને બહુ ક્રોધ ચડ્યો તેથી તેણે ગજરા મારૂને દેશપાર કાહાડવાનો હુકમ કરયો અને જો તે ન જાય તો તેને બાંધીને રાજાની પાશે લાવવા કહ્યું રાજાના દરબારના તમામ માણસો સાંભળી રહ્યા, પણ મારૂની આગળ કેહેવા જવાની કોઇની હીમત ચાલી નહી; છેવટ બે ચાર મુસલમાન સીપાઇઓ તઇયાર થયા અને તેઓ ગજરા મારૂને ત્યાં રાજાનો હુકમ કેહેવાને ગયા. રસ્તામાં જતાં મીઆં ભાઇના મનમાં આવ્યું કે ગજરો મારૂ બહુ ફાંકડો છે તેથી રાજાની પાછળ મુકરર તેજ ગાદી ઉપર બેસશે અને આપણે તેના હાથ નીચે ચાકરી કરવી પડશે માટે મારૂને દુઃખ લાગે તેવું કાંઇ બોલવું નહી એવો વિચાર કરીને મારૂના મોહેલ પાશે આવ્યા, ત્યાંનો દેખાવ જોતાંજ સીપાઇઓ ઝાંખા પડી ગયા તેઓ એક બીજાને આગળ કરવા લાગ્યા પણ પાશે જવાની અને મોહોડે બોલવાની કોઇની હીમત ચાલી નહી. છેવટ એક ઘરડો ડોસો આગળ થયો અને મારૂની કચેરીમાં ગયો જ્યાં બંધાણી રજપુતોથી કચેરી ઠઠ ભરાઇ છે. વાતોના ગપાટા અફીણના સપાટા અને સેલડી સાકરના ઝપાટા ચાલી રહ્યા છે. બીજા તરેહ તરેહના મેવા અને સોપારીઓના પણ ઢગ પડ્યાછે જે જેને પસંદ પડે તે તે ખાયછે અને

મારૂની વાહ વાહ થઇ રહી છે. એ બધાની વચ્ચે ઉંચી ગાદી ઉપર સોભીતુ શીહાસંન નાખીને મારૂ તે ઉપર બેઠા છે. અને આજુ બાજુએ મસ્કરીઆ ખુશ મસ્કરી કરી મારૂને રાજી કરે છે. એટલામાં પેલો ઘરડો સીપાઈ આવીને કેહેછે કે માહારાજ આપના પીતાએ તમને દેશપાર કરવા સારૂ હુકમં કરેયો છે. જો તમે રાજાનો મુલક છોડી નહી જાઓતો તમને બાંધીને રાજાની પાસે લઈ જવા અમને હુકમ થયોછે મારૂએ કહ્યું કે જાઓ તમારા રાજાને કહો કે હુ તમારા રાજમાં વસતો નથી માટે તમારો હુકમ હું માનતો નથી પણ કરંમમાં લખ્યું છે તેથી હું મારી મેળે બાર વરસ વનવાસ જાઇશ પણ જો મારવાનું જોર હોયતો લડવા તઇઆર છું. સીપાઈ સલામ કરીને રાજા પાસે આવ્યા અને કુંવરની કહેલી વાત કહી તે સાંભળીને રાજા બહુ ફીકરમાં પડ્યા અને પ્રધાનને પુછ્યુ કે આ કુંવર શું કહેછે? પ્રધાને કહ્યુ માહારાજ તે ખરૂ કહેછે કેમકે તેને અસલ રજવાડાની જમીન વેચાતી લેઈ ત્યાં મેહેલ બાંધી રહ્યો છે માટે તેની ઉપર તમારી સતા નહી વળી મોશાળનુ જોર ભારે છે એટલે લડતાં પણ પોહોચી શકાશે નહી. તે સાંભળી રાજા છાના રહ્યા. મનમાં વીચાર્યું કે માહારો પ્રધાન તેની તરફમાં છે તો પછી લડીને શું કરવું. એમ ધારી રાજા બેશી રહ્યા. ગજરોમારૂ મેહેલમાં ચમન કરેછે અને પોતાને પરદેશ જવાને કેટલો વીલંબ છે તે જન્મોતરીમાં જુવેછે એમ કરતાં કુંવરની ઉમર અગીઆર વરસની થઈ એટલે રાણી દામાવંતીના પેટમાં ફાળ પડી કે હવે વરસ દહાડા પછી કુંવર પરદેશ જશે માટે આંમમજાથી પરણાવીને લફરામાં નાખ્યુ કે

કાંઈ કરતાં સંસારના ફંદમાં પડીને તે પરદેશ જવું છોડી દે અથવા જાય તો તે જલદી પાછો ઘેર આવે. કુંવારો હશે તો તેને ઘેર આવવાનુ મન થશે નહી એમ ધારી રાણીએ બ્રાહ્મણને બોલાવ્યો.

દુહો.—બ્રાહ્મણ વીરારે તને વીનવુંરે, તુંતો જાજે જો ગામો ગામરે; તુંતો૦ કુંવર જેવીરે કન્યા લાવજેરે, મારૂ એટલુ કરજે કામરે. મારૂ૦ ૩૮ રૂપે ગુણેરે કાંઈ શોભતીરે, તેમાં ન હોય ખાંપણ કે ખોડરે; તેમાં૦ જેથી મારૂરે માહારો મોહી રહેરે, તેવી ભગવ જુગતે જોડરે. તેવી૦ ૩૯ ગુણ નહી ભુલુ હુંતો તાહરોરે. તને રાખીસ માહારી પાસરે; તને૦ ધન આપુરે જોઈએ એટલુ રે, તાહારી પુરીશ હુંતો આશરે તાહારી૦ ૪૦

જોશી માહારાજ કુંવરને સારૂ એક રૂપ ગુણનો ભંડાર કન્યા શોધી લાવો કે જેનાપર મોહીને કુંવર કદી પરદેશ જાય નહી એ કામ થયેથી હું તમને બહુ ખુશી કરીશ બ્રાહ્મણે કહ્યુ કે હાલ તરત મને સો રૂપીઆ વાટ ખરચી સારૂ આપો રાણીએ રૂપીઆ સો આપ્યા. તે લઈને બ્રાહ્મણ રસ્તે પડ્યો. હવે કમળાવતી નગરીમાં ગુલાબસંગ રાજાને ત્યાં એક કુંવરી ગજરામારૂને લાયક છે અને તે કુંવરીને કાને ગજરામારૂની વાટ આવેલી છે. તેથી તેણે ગજરામારૂ શીવાય બીજાની સાથે નહી પરણવાનો નીશ્ચય કીધોછે અને તે ગજરામારૂની ઝંખના કરતી ઝરૂખે બેઠી છે. હવે પેલો બ્રાહ્મણ ભટકતો ભટકતો તે નગરીમાં આવ્યો, રાજાના મેહેલ નીચે થઈ જાય છે. ત્યાં કુંવરીની સાંમુ જોઈ ઉભો રહ્યો, પેલી

કુંવરીની નજર પણ તે બ્રાહ્મણ ઉપર પડી, એટલે તેના મનમાં આવ્યું કે આ મુસાફરને માહારી સાથે કાંઇ કામ હોય એવું જણાય છે. તેથી તેને ઇસારત કરી પોતાના મેહેલ પાસે બોલાવ્યો અને પુછ્યું કે.

દુહો.—કીયારે મુલકથી તમે આવીયારે, તમે કીયારે મુલકમાં જાઓરે; તમે૦ કોની જુઓછો તમે વાટડારે, તમે કોના સારૂ ખોટી થાઓરે. તમે૦ ૪૧

તમે ક્યાંથી આવ્યા અને ક્યાં જશો, ક્યારના બોલ્યા ચાલ્યા વગર ઉભા રહી કોની વાટ જુઓ છો? બ્રાહ્મણે કહ્યું કેઃ—

દુહો.—ઓતરા ખંડથી અમે આવીયારે, કાંઈ મુલક જોવાને કાજરે; કાંઈ૦ જોયું નગર રૂડુ શોભતુંરે, તેમાં રૂડરૂ ચાલેછે રાજરે. તેમાં૦ ૪૨

અમે ઉત્તરમાંથી આવ્યા છીએ, કાંઇ કામ નથી પણ નગર નીરખતા ફરીએ છીએ. આ શેહેરમાં કોઈની સાથે અમારે પીછાન નથી, પણ નવું પીછાન કરવાને આવ્યા છીએ. એ સાંભળીને ચંપાદેએ ધારયું કે આ કોઇક રાજાનો લગનીઓ કન્યા સોધવા આવ્યો છે માટે તેને સમ દેઇને પુછ્યું કે તમે શા માટે આવ્યાછો?

દુહો.—શા કામેરે તમે આવીયારે, તમે સાચેરૂ બોલજો આપરે; તમે૦ જુઠુ બોલો તો માહારા સમ છેરે, તમને અસ્ત્રી હત્યાનું પાપરે. તમને૦ ૪૩

માહારાજ તમે અમારા નગરમાં શા માટે આવ્યા છો તે

પરે પાર ન કહો તો તમારે માથે અસ્ત્રી હત્યાનું પાપ છે.

દુહો.—સાચુ કહેતાંરે રાણી સત ચડેરે, તમને મોહ રૂપી ળગ્યા બાણરે; તમને૦ પડેરે માંડવથી હુંતો આવીપોરે કાંઇ કન્યા જોવાને કાજરે, કાંઇ૦ ૪૪ કોઇ નથી એવા મારે જ નમીઆરે કોઇ નથી સાંભળીયો કાનરે; કોઇ૦ નામ સાંભળતાં નારી ઢળેરે, કાંઇ વાગે મોહનાં બાણરે. કાંઇ૦ ૪૫

બ્રાહ્મણે કહ્યું કે હું માંડવ ગઢના જાહાંગનમ રાજાના કુંવરને માટે કન્યા સોધવા અહીંયાં આવ્યોછું કુંવરનું નામ દેઉ તો તેના ગુણ અને રૂપનું મોહ બાણ વાગીને તમે મુરછાગત થશો એવો પુરૂષ કોઇએ કાંને પણ સાંભળ્યો નહી હોય, તે સાંભળતાંજ કુંવરીને પોતાના હઇયાનો હાર ગજરામારૂ યાદ આવ્યો, અને બ્રાહ્મણ જેની તારીફ કરે છે તે પોતાનો પ્યારો ગજરામારૂ હશે, એમ ધારી તેનું નામ જાણવા સારૂ બ્રાહ્મણને ફરી કહ્યું કે.—

દુહો.—કઇ જનેતાએ કુંવર જનમીઓરે, એતો કીયા રાજાનો કુમારરે; એતો૦ સાચુ બોલ વીરા સતવંતારે તુને આપુ એકાવળ હારરે તુને૦ ૪૬ વચન સુણીને વિંહળ થઇરે, માહારૂં મનડુ તે નવ રહે ધીરરે; માહારૂ૦ વરમાળા ઘાલુ હું તો હેતશુંરે, કરી થાપુ નણદ કેરો વીરરે. કરી. ૪૭

માહારાજ તમારે મોહોડે વખાંણ સાંભળીને મને ધીરજ રહેતી નથી, હું તેને વરમાળ પેહેરાવી માહારો માનીતો કરી લેવા આતુર થઇ રહીછું માટે તમે જેના વખાણ કરેયા તેનું નામ કહો.

દુહો—કુંવર છે રાજન જામનોરે, એનું ગઢમાંડવછે ગા-

મટે એવું૦ અણુરે માનીતીનો દીકરોછે, એવું ગજરોમાર છે તાસરે. એવું૦ ૪૮ પુન્યા હશે તે વારાં પામશેરે કાંઇ ગજરોમારૂ ભરથારરે, કાંઇ૦ સફળ જનમ થશે તેહનોરે, તેના ભાગ્ય તણો નહી પારરે. તેના૦ ૪૯

માંડવ ઘડના જાહાજામ રાજાની અણમાનીતી રાણીના કુંવર ગજરામારની સગાઇ કરવા સારૂ હું આવ્યોછું જેણે બહુ તપ કરયું હશે અને જેના ભાગ્યનો ઉદય હશે તેજ ગજરામારૂ પામશે કુંવરીએ પોતાના મનમાં ધારી રાજેલા ગજરામારની ખબર સાંભળી તેથી તેને બહુ હરખ થયો અને પેલા વેવીશાળીયા બ્રાહ્મણને પોતાના પીતા પાસે મોકલ્યો બ્રાહ્મણે દરબારમાં જઇને વીવાહની વાત કહી. એટલે રાજા રાણીઓને પુછવા જનાનખાનામાં ગયા અને કુંવરીને પણ ત્યાં બોલાવી પુછી જોયું કુંવરીએ કહ્યું કે પીતાજી વર જોઇને વીવાહ કરજો રાજા કહે બેટા વરતો સારો છે પણ અણમાનીતીનો કુંવરછે એટલે રાજાનો મન ઉતારો થયેલોછે. પણ તેના મામા ઘણા જબરાછે. રાણીઓએ વીવાહ કરયાની હા કહી એટલે રાજાએ દરબારમાં આવી પોતાની કુંવરી ચંપાદેનો વીવાહ ગજરામારૂ સાથે કરયો. બ્રાહ્મણ વીવાહની વધાઇ લેઇને દામાવંતી રાણી પાસે આવ્યો અને સઘળી વાત કહી. તે સાંભળીને રાણી ઘણું ખુશી થયાં, અને બ્રાહ્મણને બહુ ધન આપી ખુશી કરયો. હવે જાહાજામ રાજા બહુ ફીકરમાં રહેછે એક દહાડો ક્રોધ આવ્યાથી પોતાની દાશીને કહ્યું કે તું સવારના પોહોરમાં કાળો પોશાક અને કાળો ઘોડો ગજરામારના મોહોલ આગળ મુકીને આવતી

રહેનર જો તે ટેકવાળો હશે તો એક ઘડી પણ ગામમાં ઉભો નહી રહે દાશીએ રાજાના હુકમ પ્રમાણે કરેયું. સવારના

મેહેલ.   કાળો ઘોડો.

પોહોરમાં સુતો ઉઠીને મારૂ ઝરૂખે આવેછે તેવા પેલો ઘોડો અને પોશાક તેની નજરે પડયાં તે જોઇને વિચાર્યું કે રાજાનું જોર ન ચાલ્યું ત્યારે આજ મને ગરીબીથી દેશવટો દીધો, માટે જો હું ન જાઉ તો માહારી જનેતાની કુખને એમ લાગે માટે મારે માહારા બાપનો હુકમમાની પરદેશ નીકળવું જોઇએ એમ ધારી પોતે દાતણ પાણી કરી જન્મોતરીમાં જુએ છે તો તેજ દીવસે વનવાસ જવાનું ટાંકણું આવી રહ્યુંછે તેથી તરત પોતાના રેવંતને તઇયાર કરી શામ વસ્ત્ર પેહેરી પોતાની મા પાસે રજા લેવા આવ્યો. કુંવરને આવતો જોઇ રાણીના પેટમાં ધરાસકો પડયો અને આંખમાં આંસુ લાવી કુંવરને પુછયું કે.—

દુહો.—કોનાં કોડ્યાં ને કોનાં ઢોળીઆંરે, કુંવર કોનો કર્યો ભંજવાડરે કુંવર૦ કાળે ઘોડે ને કાળે લુગડેરે, જોઇ લાજી મરે રજવાડરે. જોઇ૦ ૫૦

ભાઈ તેં કોઇનું બગાડયુંછે કે તેણે તને માનભંગ કર્યો તે મને કહે, માહારા ભાઈ ઘણા જબરા છે તેઓને લાંછન લાગશે, અને સાલાસુલાની બેહેનના છોકરાની વારે કોઈ

ચડાઆર નથી એમ ગણાશે માટે તને દુભવ્યો હોય તેનું નામ દે એટલે હું તેનું જડામુળ કહડાવી નાખીશ. કુંવરે વિચાર્યુ કે જો હું રાજાનું નામ દેઇશ તો માહારા મામા પાશે રાજાને હેરાન કરાવશે માટે માહારા કરમનો વાંક કાઢુ કે જેથી કોઇને દુઃખ ન થાય. એમ ધારી કુંવરે કહ્યું કે—

દુહો.—નથીરે ફોડ્યાં ને નથી ઢોળીઆંરે મેંતો નથી કર્યા ભંજવાડરે; મેંતો૦ કાળે ઘોડે ને કાળે લુગડેરે આવી પોહોંચ્યા કરમની આડરે, આવી૦ ૫૨ જોશીએ કીધી જનમોતરીરે એમાં લખીઆ હતા આ લેખરે; એમાં૦ બારેરે વરશેરે વન ચાલશોરે તેમાં મીથ્યા ન થાય મીન મેખરે તેમાં૦ ૫૨ માટે માહરરે તમે આવડરે મુજને ઝટપટ આપજો શીખરે, મુજને૦ ઘડી એક ગમતું નથી શેહેરમાંરે હુંતો દેખુ હળાહળ વીખરે. હુંતો૦ ૫૩

મેં કોઇનો બગાડ કર્યો નથી, પણ માહારા કરમે મને આ ઘોડો અને પોશાક મોકલ્યો છે મહારી જન્મોતરીમાં બારમે વરશે પરદેશ જવાનું લખેલુ છે માતાજી વીધાત્રીના લેખ મીથ્યા થવાના નથી માટે જલદી કરો મને રજા આપો કુંવરનાં વચન સાંભળીને રાણીની આંખમાં ચોધારે આંસુ ચાલ્યાં જાય છે, અને કાયા કંપી રહી છે.

દુહો.—તમેરે ચાલ્યારે માર ચાકરીરે, અમને કોનો દોછો આધારરે અમને૦ દુખની વાતોરે કોને કીજીએરે, માહારી કોણ જ કરશે વારરે માહારી૦ ૫૪

રાણીએ કહ્યું કે કુંવર તું મને કોને આધારે મુકીને પરદેશ જાય છે?

કુહો.—તમને સુંપીરે સમરથ સાસરીરે, માતા સુંપી એમ-રીઆલી વાટરે, માતા૦ અહીઆ રેહોરે તમે સુખથીરે પીયરે એ મટે ઉચાટરે. પીયર૦ ૫૫

માતા અહીંયા પણ સરવે વાતે સુખછે, અને પીયરમાં માહારા માંમા સમરથ છે માટે તમને દુઃખ પડે એમ નથી.

કુહો.—સાસારીયામાં મારૂ માહારે રૂશણાંરે, માહારા પીયરમાં ભોજાઇ બાંઠરે; માહારા૦ રતન સમોરે કુંવર જાય છેરે, માહારા જીવતરે ઉઠી વાટરે, માહારા૦ ૫૬

બાઈ તને ખબર છે કે તાહારા પીતાનું હેત માહારા ઉપર કેટલુંછે કે તે સુખે હું તારૂં દુઃખ વીસરી અહીં રહુ માટે તને તો જવા નહી દઉ. એમ કહી રાણી રૂએછે કુંવરે જવાની બહુ હઠ કરી એટલે રાણીએ વિચાર્યું કે હવે તે રાખ્યો રેહેવાનો નથીપણ જો આજની રાત રાખીને રાતની રાતમાં માહારા ભાઇને તેડાવું ને કુંવરને કન્યા પરણાવું તો કદાચ મોહોમાં લપટાઇને રહે. એવું ધારી મારૂને કહ્યું કે—

કુહો.—આજનો વાસોરે રહો મોહલમાંરે, તમને વાહાણામાં દઇશું શીખરે; તમને૦ નારે કહેરે તમે નીસરોરે -કાંઇ ધોળી પીઉ હુંતો વીખરે. કાંઇ૦ ૫૭

તારે જવું હોય તો કાલે જજે ખુશીથી જવા દઇશ માહારૂં કહ્યું નહી માને તો હું ઝેર ખાઇને મરીશ એ રીતે માતાનો આગ્રહ જોઈ પોતે એક દીવસ રહ્યો સાંજ પડતાં રાણીએ કુંવરને પરણાવવાની તરખડ કરવા માંડી. રાણીએ વિચાર કર્યો કે રાતના રાતમાં કામ લેવું છે એટલે માણસના પગથી કે ઘોડાથી નહી બની શકે હજાર ગાઉ ચાલી શકે તેવી સાંઢ

હશે તોજ કામ થશે એમ ધારી રાણી રખારીઆડામાં આવી રૂડીઆ રખારીને બોલાવે છે.

દુહો.—રૂડોઆ રખારી વીરા વેનવુંરે, હુંતો તજથી ના-નેરી લાગુ બેનરે; હુંતો૦ કામ પડ્યુંરે વીરા ઓચટીરે માટે આવીયું માઝમ રેનરે માટે૦ ૫૮ ઝટપટ ઉઠો તુતો જાગ-જોરે, કાંઈ લાગી માહારાપર મેહેરરે; કાંઈ૦ મોંનાં માગ્યાંરે મુલ આપીએરે. તુતો જાયજો અમનગર શેહેરરે. તુતો૦ ૫૯ કુંવર વીરશે માહારો જાયછેરે, કાંઈ જોબન બાળે વેશરે કાંઈ૦ સાસારે સુલાને જઈને એમ કહેજોરે તાહારો ભાણેજ જાય પરદેશરે તાહારો. ૬૦

રૂડીઓ રખારી સવામણ ફુલની સેજમાં ભર ઊંઘમાં સુતો છે. તેની અસ્ત્રી પગ દાબે છે; એવામાં રાણીનો અ-વાજ રખારણને કાને પડ્યો તેણે રાણીને કહ્યું કે—

દુહો.—ટાઢી રાતેરે તુંતો ટળવળેરે, કાંઇ સોર તારો બંધ રાખરે, કાંઈ૦ રખારી ગયાછે એમને સાસરેરે; એમની ડાભેરી દુખેછે આંખરે. એમની૦

માહારા સ્વામી તો ઘેર નથી, સાસરે ગયાંછે ને ત્યાં આં-ખો દુખવા આવીછે. તે સાંભળીને રાણીએ વિચાર્યું કે જો સાસરે ગયો હોય તો આંખો દુખેછે એવી ખબર અહીંયાં શી રીતે પડે. મુકર રખારી ઘરમાં છે પણ ઊંઘમાંથી ઉઠાડવો પડે. માટે જુઠું બોલે છે. પણ એને જો કાંઈ લાલચ આપુ તો ઉઠાડશે એવું ધારીને તેને રાણીએ કહ્યું કે—

દુહો.—રખારીને આપુ માથા મોળીયુંરે, તુને આપુ ત [illegible]રે; તુને૦ ઝટપટ જગાડ તુંવો તેહનેરે, કાંઈ કામ

પડ્યું દરબારરે. કાંઈ૦ ૬૧

હે ભાઈ તું એને જલદીથી જગાડ દરબારને કામ પડયું છે તેથી આટલી રાતે તેડવા આવીછું દરબારનું નામ સાંભળીને રબારણે પોતાનાં ધણીને જગાડ્યો અને કહ્યું કે આટલી રાતે સરકારનું તેડું કેમ આવ્યું છે રબારી બેઠો થયો અને જવાબ દીધો કે આપણા ચાકરોએ કોઈના ખેતરમાં સાંઢ ઘાલી હશે એવું ધારી ચાકરોને પૂછેછે.

દુહો.—કેણી મેર ગાયો ભેંસો ચારીઓરે, તેંતો કેણી મેર ચારીછે સાંઢરે. તેંતો૦ કેનાં ખેતર ખળાં ભેળ્યાંરે, ભુંડા કેની કર્યા ભંજવાડરે. ભુંડા૦ ૬૨ કોનું ખાધુ ને કોનું ખોઈયુંરે, તુંતો સાચેરી કેહેજે વાતરે; તુંતો૦ દરબારે તેડુ મને મોકલ્યુંરે ભુંડા ગળતી માજમ રાતરે ભુંડા૦ ૬૩

આજે આપણા ઢોરે કોઈનો બગાડ કર્યો છે કે દરબારમાંથી અત્યારે તેડુ આવ્યું છે. ચાકરે કહ્યું કે—

દુહો.ઉગમણ ગાયો ભેંશો ચારીઓરે, મેતો આથમણી ચારી છે સાંઢરે; મેંતો૦ કોઈનાં ખેતર નથી ભેળ્યાંરે કોઈનો નથી કર્યા ભંજવાડરે. કોઈનો૦ ૬૪

કોઈના ખેતરમાં ઢોરે જવા દીધુ નથી, રાજા બીજા કામ સારૂ બોલાવતા હશે. પછી રૂડીઓ રબારી નિચે ઉતર્યો એટલે રાજાની રાણી દામાવંતીને દીઠી. રબારીએ કહ્યું કે આટલી રાતે એકલાં માહારે ઘેર કેમ પગલાં કર્યાં. રાણી કહે ભાઈ તાહારૂ કામ પડયું છે. ગજરો માારૂ દેશવટે જાયછે. માટે તું અમનગર જઈ માહારા બાપને રાતની રાતમાં તેડી આવે તેવી જોરાવર સાંઢ હોય તે લેઈને જા. તે સાંભળીને

રબારીએ કહ્યું કે—

દુહો.—ત્રણસેને સાઠ માહારે સાંઢણીરે, તેમાં ગંગા જ-મનાંની જોડરે; તેમાં૦ મન વેગે પવન વેગે ચાલતીરે, તેમાં નમળે ખાંપણ કે ખોડરે. તેમાં૦ અખંડ જોતો ઘીની જ-ળહળેરે, તેને ધુપ અગર બહુ થાયરે; તેને૦ ચારો ચરે નાગર વેલનોને, તેતો પલકે જોજન જાયરે. તેતો૦ ૬૬ ધારી એપેરે હુંતો ફરવશરે, તમે મનમાં રાખજો ધીરરે તમે૦ અ-મનગર પેહોચુ પલકમાંરે, તેડી લાવું તમારો વીરરે તેડી૦ ૬૭

માહારે ઘેર ત્રણસેને સાઠ સાંઢો છે તેમાં ગંગા જમનાંની જોડે મન વેગે પવન વેગે જાયછે તેના મોહો આગળ ધુપ ધામ અને અખંડ ઘીની જોતો બળેછે તમારે ફીકર કરવી નહી. હમણાં તેડીને પાછો આવુંછું એવું સાંભળીને રાણી ખુશી થયાં, અને કહ્યું કે—

દુહો.—રસ્તે જાજેરે જોઈ જાળવીરે ભુંડા અંધારી રાતનું કામરે ભુંડા૦ વાલેશરી વીરા હતો પાધરોરે, તોતે ઘાલી જવા કેરી હામરે, તોતે૦ ૬૮ ગુણ નહી ભુલુ હુંતો તાહરોરે કાંઈ ગુણ ઓશીંગળ થોડરે; કાંઈ૦ કંડી ને શેઆં પાઘડીરે સવા લાખ સોનઈયા દેઉરે. સવા લાખ૦ ૬૯

બાઈ અંધારી રાતે જોઈને જજો તમારો ગુણ હું નહીં ભુલુ સવા લાખ સોનાની મોહોરો આપીશ. એમ કહી રાણી પોતાને મેહેલ આવ્યાં અને રબારીએ સાંઢને સણગારવા માંડી

દુહો.—સાંઢની કોટે સોના સાંકળારે, એને ઉર એકાવળ હારરે; એને૦ પાએ તોડા જોને ઘુઘરારે, થાય ઝાંઝરનો ઝમ-કારરે. થાય૦ ૭૦ સોના રૂપાનો કાંઠલોરે, કાંઈ રત્ન જડીત

પલાણરે; કાંઈ૦ હીરા જડીત એનો મોયડોરે, જાણે ઝળક્યો સુરજ ભાણરે. જાણે૦ ૭૨ કશબીરે પાઘ ઝાલી હાથમાંરે કાંઈ રૂડીઓ થયો અસ્વારરે; કાંઈ૦ ગોળો છુટ્યો જાણે ગોફણનોરે, તેમ સાંઢ ચાલી સમકારરે. તેમ૦ ૭૨

તરેહવાર અને સોભીતા શણગાર સજીને પોતે સાંઢ ઉપર સવાર થયો. જેમ ગોફણમાંથી ગોળો છુટે છે તેમ સાંઢે ચાલવા માંડયું. જતાં જતાં અમનગર નજીક આવ્યું એટલામાં સમ સમ કરતી રાત ચાલી જાયછે તેને રબારીએ પુછ્યું કે તું કોણ છે? અને કયાં જાય છે? રાત કહે હુંતો વાહાણું વાવાને જાઉછું રૂડીએ વિચાર્યું કે જો રાતને કબજે કરતો પછી વાહાણું વાહાવાની ફીકર મટી જાય એવું ધારી ચાબકો ભોંય નાંખી દીધો અને રાતને કહ્યું કે માર્શા માહારો ચાબકો આપો. રાત કહે મને વાર થાયછે તેથી તું તાહારી મેળે લે રબારીએ કહ્યું કે હું સાંઢને બેસારીશ ત્યારે માહારાથી નીચે ઉતરાશે અને તમે તો ઊંચો હાથ કરી આપી શકશો. પછી રાત ચાબકો લઇ ઊંચો હાથ કરીને આપેછે એટલે રૂડીએ રાતનું કાંડુ ઝાલી સાંઢ ઉપર ખેંચી લીધી અને પોતાના સલીતામાં ઘાલી તેના ઉપર ચડી બેઠો. વાહાણું વાવાની ફીકર હવે મટી ગઇ અને રૂડીઓ અમનગર આવી પોહોચ્યો ત્યાં દરવાજા બંધ દીઠા એટલે દરવાનને કહ્યું કે—

દુહો.—દરવાન વીરા તને વીનવુંરે, માહારે જાવુંછે રાજાની પાશરે; માહારે૦ ઝટપટ લેઇ મુને શેહેરમાંરે, પછી દરવાજો તાહારો વાસરે. પછી૦ ૭૩

દરવાજો ઉઘાડ માહારે રાજાનું કામછે.

દુહો.—બંધ દરવાજા નવ ઉઘડેરે, કાંઈ કુંચીઓ પડી દરબારરે; કાંઈ० રાત રેહોરે શેહેર બારણેરે, સુતા છોડી આચોને સવારરે. સુતા० ૭૪

દરવાને કહયું કે વાહાણું વાતાં આવશોતો દરવાજો ઉઘડશે હમણાં ઉઘાડવાનો હુકમ નથી અને કુંચીઓ દરબારમાં જાયછે રબારી વિચાર કરેછે કે આપણે તો રાતની રાતમાં જવું છે અને આતો વાહાણું વાયે દરવાજો ઉઘાડવાનો વાયદો કરેછે. માટે આપણું કામ શી રીતે પાર પડશે એમ ધારી દરવાનને કહયું કે.

દુહો.—લળી લળી લાગુ તારે પાવલેરે, જઈ દરબારને જગાડરે, જઈ० વેલેરો લાવ તુતો કુંચીઓરે, કાંઈ દરવાજો ઉઘાડરે, કાંઈ० ૭૫

ભાઈ દરવાન હું પગે લાગુછુ તું દરબારને જઈને જગાડ અને કુંચીઓ લાવી દરવાજો ઉઘાડ. દરવાને કહયું કે કદી રાજા ગામ બાહાર રહયા હોય તો પણ રાતે દરવાજો ઉઘડે નહી. આવો જવાબ સાંભળી રબારી ફીકરમાં પડ્યો અને સાંઢ ઉપર નીસાસો મુકી સાંઢને કહયું કે.

દુહો.—ફટરે ઘોઝારી ફટ પાપણીરે, મેંતો તાહારો કર્યો વિશ્વાસરે. મેંતો० એપ કર્યારે સઉ ખાલી ગઈરે, દામ મળવાની નથી આશરે. દામ० ૭૬

હે ભુંડી તાહારો વિશ્વાસ કરવામાં હું નીરાશ થયો. હવે રાતની રાતમાં જવાશે નહી. જો કોટ એકલો હોતતો તને થેકાવત પણ પાછળ મોહોટી ખાઈછે માટે લાગ ફાવે તેવું નથી, એમ કહી રડવા માંડ્યુ, ફકીઆને શોકાતુર જોઈને સાંઢને

ઉચ્ચા થઈ અને તે બોલી.

દુહો.—મુંજને છતાં શી તને સોચનારે, કાંઈ આવડો દુખી ઓ શીદ થાઉરે; કાંઈ૦ અહીંથી ઉડીને જાઉ આકાશમારે, તેની ખબર ઘડીમાં કહુરે, તેની૦ ૭૭ તાણીને બીડ તંગ તાજણારે, કાંઈ ઢીલરી મેલજે વાઘરે; કાંઈ૦ ખેતરવા એક પાછી ફેરવારે મુને ચેકાવ જોઈ રૂડો લાગરે. મુને૦ ૭૮ કોટના પાકુરે એના કાંગરારે ચેકી જાઉ સમુદર ખાઇરે; ચેકી૦ અહીંથી તલપીને હુંતો ઉછળુરે, કાંઇ જઈ પડુ શેહેરના માંહરે. કાંઈ૦ ૭૯

હે રૂડીયા એક ખેતરવા પાછી લઇ જઇને તું મને ચેકાવ એના કાંગરા અને ખાઈ સુધાં કુદીને હું શેહેરમાં જઈશ, રૂડીયાને હીંમત આવી અને સાંઢને ચેકાવી તે સાલાસુલાની પોળે જઇને ઉભી રહી રૂડીયાએ પોળીઆને જગાડીને કહ્યું કે.

દુહો.—પોળીઆ માહારોરે તુંતો બંધવોરે, કાંઈ સાલાસુલાને જગાડરે; કાંઇ૦ કામ માહારે છે ઘણું ઓપટીરે. તુંતો ઝટપટ પોળ ઉઘાડરે. તુંતો૦ ૮૦

પોળ ઉઘાડ અને સાલાસુલાને જગાડીને કહે કે.

દુહો.—સાલારે સુલારે તમને વેનવુરે, કાંઈ લળી લળી લાગું પાયરે; કાંઈ૦ ઘઢરે માંડવથી હુંતો આવીઓરે, મુને વાર ઘણેરી થાયરે. મુને૦ ૮૧ માટે વેલેરા તમે ઉઠજોરે કાંઇ તતપર થાઓ નરેશરે; કાંઇ૦ દામારેવંતીના દીકરાને એના તાતે આપ્યો પરદેશરે, એના૦ ૮૨ માટે રાણીએ મને મોકલ્યોરે કેહેજો ભાણેજ જાય વીદેશરે; કેહેજો૦ ત્યારે આવી તમે સોકજો કુંવરે હજુએ છે બાળે વેશરે; કુંવર૦ ૮૩

રૂડિઆનો અવાજ સાંભળતાં સાલાસુલા જાગી ઉઠ્યો અને નીચે આવી રૂડિયાને પુછ્યુ કે ભાઈ શું છે? રૂડીએ કહ્યું કે ગજરા મારૂને એના બાપે દેશવટો દીધોછે. માટે તે સવારમાં જવાનો છે, તેથી તમને તેડવા આવ્યોછું. એવું સાંભળીને સાલાસુલા ઘણો દીલગીર થયો, અને તઈયાર થઈ સાંઢ ઉપર બેઠો. રૂડિએ સાંઢ બેકાવાને પવન વેગે મુકી તે માંડવ ગઢ આવી જ્યાં દામાવંતી રાણી બાઈને જોઈ રાજી થઈ અને રબારીને ધન આપ્યું. રાણીએ ભાઈને કહ્યું કે આતો સવારમાં જવાનો છે એનો વીવાહ કમળાવતી નગરીના રાજાની કુંવરી સાથે કરયોછે માટે ત્યાં રાતની રાતમાં લઈ જઈને પરણાવી આવો તો તે કોઈક દીવશ પાછો ઘેર આવશે. રાણીના ભાઈએ રબારીને કહ્યું કે ભાઈ આટલું કામ કરવાની હિમત ઘાલો તો ઠીક. રબારી કહે કે મહારા જીવમાં જીવછે ત્યાં સુધી તમારો તાબેદાર છું પછી મામાએ મારૂને જગાડ્યો અને કહ્યું કે ભાઈ માહારે ઘેર ચાલો. મારૂ કહે કે માહારે તો સવારમાં પરદેશ જવુંછે, મામાએ કહ્યું કે આપણે ઘેર બધાંને મળીને જજે; એવું સમજાવી સાંઢ ઉપર બેસારી સાંઢને ઉડાડી તે કમળાવતી નગરીમાં આવી પોહોચી. મામાએ રાજા પાસે જઈને કહ્યું કે અમારા ભાણેજને બાપે દેશવટો દીધોછે માટે તમારી કુંવરીને પરણાવી દો. કેમકે તે હાલ પરદેશ જવાનોછે. એવું સાંભળીને રાજા દીલગીર થયો અને વિચાર કર્યો કે કોઈ ગરીબ ગરબો હોય તો પરણાવવાની ના પણ કહીએ, પણ આતો સાલાસુલા અને મહાજન ભેગું જમેછે એટલે તેમને ના કેમ કહે.

જાય? પછી પોતે રાણી પાસે જઈને કહ્યું કે ગજરા મારુના બાપે એને દેશવટો દીધો છે માટે તે અહી પરણુવા આવ્યોછે. રાણી કહે કે એવી રીતે કન્યા કેમ અપાય રાજા કહે કે આપણાથી ના ન કહેવાય કુંવરીને પુછીએ તે શું કહેછે.

દુહો—જાન આવીરે ગઢ માંડવયારે, કાંઈ પરણુવાને હાલરે; કાંઈ૦ પીતા એનાએ આપ્યો દેશવટોરે; કાંઈ વીદેશ જાશે તે કાલરે. કાંઈ૦ ૮૪ રાજકુંવર પરણી તુજનેરે, તેતો હવડાં જશે વનવાસરે; તે તો૦ લખ્યું હશેરે ત્યારે આવશેરે, તમે મુંકો પરણ્યાની આશરે, તમે૦ ૮૫ રાજકુંવરને પરણી જાણુતીરે, મોહોલે બેઠી ચાવીશ પાનરે; મોહેલે૦ તેનો રેહેશેરે તને ઓરતોરે, કાંઈ માહારૂ કહ્યું તું માનરે કાંઈ૦ ૮૬

રાજાએ કુંવરીને કહ્યુ કે મારૂને તો તેના પીતાએ દેશવટો દીધો છે તેથી તે કાલે વનવાસ જવાનોછે, અને હાલ તે પરણવા આવ્યોછે. તું જાણીશ કે રાજકુંવરને પરણીને સુખ ભોગવીશ પણ તે વાતનો ઓરતો રહી જશે, માટે તું પરણુવાની આશા છોડીદે. ત્યારે ચંપાદેએ કહ્યું કેઃ—

દુહો.—કરમે લખ્યું હશે માહરેરે, તેતો મીથ્યા નહિ થાય માહારા બાપરે; તેતો૦ રૂડો ભુંડોરે કાંઈ મેં વર્યોરે મને બીજો કહેતાં બેસે પાપરે, મને૦ ૮૭

માહારા કરમમાં જે લખ્યું હશે તે થશે. જેવા તેવા એક વખત કબુલ કરયો તેજ ખરો હવે બીજો સોધતાં મને દોશ લાગે, એ સાંભળતાં તરતજ રાજાએ લગનની સામાન મંગાવ્યો, અને કન્યાદાન દીધું ત્યાં ગજરો મારૂ ચોરીમાં ફેરા ફરેછે અને ત્રણ મંગળ વરતાઈ રહ્યાં એટલે જાનમા-

રાજાને યાદ આવ્યું કે જો હું આ પંચાતમાં પડીશ તો પોતાનું વચન જશે. તેથી તરવાર ખેંચીને વરમાળ કાપી નાખીને નાઠો. એના મામાએ વાર્યો પણ માન્યુ નહિ એટલે ચોથુ મંગળ ખાંડાથી વરત્યું કન્યાને પીયરમાં મુકીને મારૂ સાંઢ પર બેશી ચાલી નિકળ્યા. જતાં જતાં રસ્તામાં ભવાઇયા રમતા હતા તેની ભુંગોળ વાગી એટલે તે ગામમાં જોવા ગયા ભવાઈ જુએ છે ત્યાં ભવાઇયા કહેછે કે અમે એક જાતનો વેશ બે ત્રણ વખત ચલાવ્યો પણ વહાણુ નથી વાતુ માટે કોઇએ રાતને બાંધી છે કે શું ? રબારીએ વિચાર કર્યો કે હું હવે વધારે વાર કરીશ તો ઘણા માણસને નુકસાન થશે. કોઇનાં ફુલ કરમાઈ જશે અને કોઇનાં દહી ખાટાં થઈ જશે. તેથી પોતે તરગાળાને તોડો આપી સાંઢ હાંકીને માંડવગઢ આવી પોહોચ્યો ત્યાં જઈ દામાવંતીને કુંવર સોંપ્યો. અને સાલાસુલાને પણ અમનગરમાં મુકી આવીને રાતને છોડી દીધી કે તરત વહાણું વાયું. એટલે ગજરો મારૂ નાહી ધોઈ તઇયાર થયો, અને પોતાની માને પગે લાગી ચાલેછે, એટલે કહેછે કેઃ—

દુહો.—સુરજ પોળેરે તમે સંચરોરે, કાંઈ રવી ઉગમતે સુરેરે; કાંઇ૦ પર ધરતીરે પર રાજમાંરે. કાંઇ૦ વર્ષો ઘણું એક નુરેરે. કાંઇ૦ ૮૮

સારા શુકન થવા એટલે મારૂ રસ્તે પડ્યો અને રાણી દામાવંતી રૂદન કરવા લાગી.

દુહો.—સુનોરે સમસ્ય મારૂ ઢોલાંઓરે, તારી ઘોડા સુની ઘોડારરે; તાહારો૦ સુનીરે મેડીને સુની માળીરે, કાંઈ સુના મુક્યા શણગારરે. કાંઇ૦ ૮૯ સુના વાસ ને સુની કાશીઓરે

કાંઈ સુના મુક્યા આવાસરે; કાંઈ૦ સુનારે બાગને સુના બંગલારે, કાંઈ૦ સુના પડ્યા અવાસરે. કાંઈ૦ ૯૦

અરે પુત્ર તાહારા વગર મેહેલ, બાગ, બગીચા, ચાકર, નોકર અને તાહારા સઉ શણગાર સુના પડ્યા છે એમ કહી રૂદન કરેછે. મારૂનો ઘોડો આકાશ મારગે એડ એડ કરતો જાય છે પણ ચંપાદે જે દીવશથી મારૂ પરણીને મુકી ગયો છે તે દીવશથી ખાનપાન અને ગાન તાન મુકીને પરમેશ્વરની ભક્તિ કરે છે. ઘણા દીવશ વહી ગયા પછી એક દહાડો રાણીએ દાશીને કહ્યું કે આજ માહારા માથામાં ઘાલવા સારૂ ચંપેલ તેલ લાવ. પછી દાશી સરઇયાને ત્યાં લેવા આવી અને કહ્યું કેઃ—

દુહો.—સરઈયા તુંતોરે સારૂં જોઇનેરે, મુને આપજે ચંપેલ તેલરે; મુને૦ ઝટપટ કરી તુંતો જોખજેરે, તાહારૂં કામ પડ્યું સઉ મેલરે. તાહારૂ૦ ૯૧

સરઇયા જલદીથી તેલ આપ સરઇયે તેલ આપ્યું તે લઈને દાશી જાયછે એટલામાં ઘોડાનો અને માણસનો પડછાયો જમીન ઉપર પડ્યો તેથી દાશીએ ઊંચુ જોયું એટલે ગજરા મારૂ જેવા પુરૂશ દીઠા તેથી હાથમાંનું કચોળુ પડી ગયું તે જોઇ સરઇયાએ કહ્યું કે કચોળુ કેમ પડી ગયુ? દાશી કહે તે પડ્યાની મને ફીકર નથી એમ કહી ઉતાવળી પોતાની બાઈ પાસે આવી અને કહ્યું કે.

દુહો.—કાળે ઘોડેને કાળે લુગડેરે, કાંઈ ગજરો મારૂ અસવારરે; કાંઈ૦ સાચુ માનોરે માહારી બાઇજીરે, જાણે જાય તમારો ભરથારરે. જાણે૦ ૯૨

બાઇ મજરો મારૂ જેવો કોઇ આકાશ મારગે જાય છે, તે સાંભળીને ચંપાદેને ઘણી રીસ ચઢી અને દાસીને કહ્યું કે:—

દુહો.—જાને તું જુઠા બોલી છોકરીરે, મુને પડીઅલ કટારીના ઘાવરે, મુને૦ નીચીરે જાત તુંતો લુંડનીરે, કીધી મશ્કરી માહારો જોઈ દાવરે. કીધી૦ ૯૩

જાજા રાંડ તાહારે આજ મશ્કરી કરવાનો વખતછે. તાહારે મન હસુ, અને મનેતો કટારીનો ઘાવ લાગેછે. દાશી ઝંખવાણી પડી અને હાથ જોડીને બોલી કે બાઇ હું મશ્કરી કરતી નથી તમે મારી સાથે ચાલો તો આપણે અગાશી ઉપર જઇને જોઇએ પછી બંને જણાં અગાશીમાં આવી જુવેછે તો આકાશ મારગે મારૂને જતો દીઠો તેથી ચંપાદે ખુશી થઇને બોલી કે:—

દુહો.—ઘોડો બાંધું ઘોડારમાંરે, કાંઇ પલાણ મેહેલું પરસાળરે; કાંઇ૦ દામાવંતીના દીકરારે, તુંતો માહારે મોહોલ પધારરે. તુંતો૦ ૯૪

મારૂને કાને અવાજ આવતાંજ ઘોડાને ઉભારાખી પોતે વિચાર કરેછે કે અહીં કોણ બોલાવતું હશે; રસ્તામાં માશીનું ગામ આવે છે તેતો નહીં હોય? માહારી માનું નામ દેછે તેથી તેજ હશે એમ ધારી ઘોડાને તે મેહેલમાં ઉતારી દીધો. મારૂને જોઇને ચંપાદેના મનમાં બહુ આનંદ થયો.

( મારૂજી ઘોડા સાથે મેહેલમાં ઉતરે છે ).





તેણે ઓળખાણ કાહાડ્યા વગર ત્રણ દાહાડાસુધી મારૂને પોતાની પાસે રાખ્યો. એક દહાડો બંને જણાં સોગઠાં બાજી રમવા બેઠા. તે વખત રાણી કહેછે કે તમે તો મરદછો તેથી મને જીતશો, એટલે મારૂ કહે એમાં કાંઈ મરદાઈનું કામ નથી એતો નશીબની વાતછે. જેના દાવ પડે તે જીતે રાણીએ કહ્યું કે માહારાજ જ્યાં ત્યાં નશીબતો સાથેજ છે. તમે મને ચોરીમાંથી મુકીને નાઠા હતા પણ માહારા નશીબમાં હતું તો પાછા ભેગા થયા. એવું સાંભળીને મારૂ વિચારમાં પડ્યો કે હવે આ સુખથી જવાશે નહી. એમ ધારી બાજી ઉપાડી નાંખી અને રાણી પાસે રજા માગી.

દુહો.—ઘડી રહ્યાની મને આખડીરે, અન પાણી લેવું માહારે વિખરે; અન૦ ઝટપટ હવે અમે ચાલશુંરે, રાણી ખુશી થઈ આલોને શીખરે. રાણી૦ ૯૫

તમે ખુશી થઈને મને રજા આપો હું હવે પરદેશ જાઉં, રાણીને પસ્તાવો થયો કે ઓળખાણ કાહાડવાથી માહારે પાછો વીજોગ થયો. આટલા દીવસ દુઃખના ડુંગર ઉગ્યા ત્યારે પ્રભુએ દયા લાવી સુખમાં નાંખી; પણ પાછું માહારૂં કરમ ફરી વળ્યું. એવી રીતે પસ્તાવો કરી રાણી રૂદન કરે છે.

દુહો.—આજની વાસો માહારી મેડીએરે, તમે પરદેશી પરૂણા થાઓરે; તમે૦ રાત રેહોરે માહારા મોહોલમાંરે, તમે વાહાણામાં સુખેથી જાઓરે. તમે૦ ૯૬

મારૂને કેહેછે માહારાજ આજની રાત માહારા મેહેલમાં પરદેશી મેમાન દાખલ રેહો. અને સવારમાં જવું હોય ત્યાં જજો. રાણીનો આગ્રહ જોઈને ગજરામારૂ ત્યાં રેહ્યા મધરાત

ગઈ છે. રાજા પલંગમાં ઊંઘે છે, ને રાણી પગ ચાંપે છે, એટલામાં મરઘે અવાજ કર્યો, તે સાંભળી મારૂ જાગી ઉઠ્યો અને જવાની તૈયારી કરવા માંડી. રાણીએ કહ્યું કે માહારાજ હજી તો મધરાત ગઇ છે માટે સુઇ રહો. પછી ચંપાદે મરઘા ઉપર ગુસ્સો કરીને કહે છે કે :—

દુહો.—મધ મધ રાતનો મરઘો બોલીઓરે, માહારા મારૂને પડાવ્યો ત્રાસરે; માહારા૦ સવારમાં બોલાવું મુવા વાઘરીરે, તને પકડી મંગાવું માહારી પાસરે. તને૦ ૯૭ થોડે થોડે ખેંચુ તાહરાં પીછડાંરે, તાહારી ચાંચે દેવરાવું ડામરે; તાહારી૦ મારૂ જી ઝબકીને જવા જાગીયારે, માહારૂ બગડ્યું બગાડે તું કામરે. માહારૂ૦ ૯૮

અરે મરઘા તું બોલીને માહારા રંગમાં ભંગ કરેછે. માહારા પ્રાણહાર જે પલંગમાં પોહોડ્યા છે તેમને ત્રાસ પડાવે છે. તે સાંભળીને મરઘે કહ્યું કે :—

દુહો.—તમારે કારણ નથી બોલીઓરે, હુંતો બોલ્યો ગરીબોને કાજરે; હુંતો૦ મજુરીએ જાય ઝટ જાગીનેરે, તમે સુખે સુવો માહારાજરે. તમે૦ ૯૯

બાઈ તમે નીરાંતે ઊંઘો માહારેતો ગરીબ ગરબાને સારૂ બોલવું પડ્યું, તે બીચારા વખતસર ઉઠીને પોતપોતાને ધંધે લાગે ગજરામારૂ ઊંઘી ગયા, ને રાત પાછલી પોહોર રહી એટલે પાછો મરઘાએ અવાજ કર્યો તે સાંભળી રાજા બેઠો થયો. રાણીએ કહ્યું હજી રાત છે માટે સુઈ રહો. રાણી ચંપાદેએ મરઘાને કહ્યું કે.—

દુહો.—પાછલી રાતનો મરઘો બોલીઓરે, માહારા મારૂ-

જીને પાપ્યો ત્રાસરે; માહારા૦ સત્રારમાં બોલાવું મુખ્યા વાધરીરે તને પકડી મંગાવું માહારી પાસરે. તને૦ ૧૦૦ થોડે થોડે એચુ તાહારાં પીછડાંરે, કાંઇ ચાંચે દેવરાવું ડાંમરે; કાંઇ૦ માહારાજી ઝબકીને જાગીઆરે, માહારૂં બગડ્યુ બગાડે તું કામરે. માહારૂં૦ ૧૦૧

ઘુવા કહી કહીને થાકી પણ તું છાનો રેહેતો નથી. મરઘો કહે છે કે :—

દુહો.—તમારે કારણ નથી બોલ્યો ઓરે, હુંતો બોલ્યો તસ્કર કેરે કાજરે; હુંતો૦ સઉ સંતાઇ જાઓ સંહેજમારે તમે સુખે પોઢો માહારાજરે. તમે૦ ૧૦૨

બાઇ હું તમારે વાસ્તે નથી બોલતો, પણ ચોર લોકને ચેતાવુંછું કે હવે રાત થોડી રહી માટે સઉ સંતાઈ જાઓ. એમ કરતાં વાહાણું વાયું એટલે રાજા જાગી ઉઠ્યા અને રાણીને કહ્યું કે હવે હું રેહેવાનો નથી.

દુહો.—શીખ આપોને રાણી સતવંતીરે, અમે જઇશું હવે વનવાસરે; અમે૦ બાર વરશેરે પાછા આવશુંરે, તમે મુકો અમારી આશરે. તમે૦ ૧૦૩

બાર વરસસુધી માહારી આશા મુકીને શીખ આપો તે સાંભળીને રાણી રૂદન કરે છે, ને રાજાને કહે છે.

દુહો.—રેહેતો રાંધુંરે માર લાવશોરે, કાંઇ જાઓતો ઓસાવું ઝીણો શેવરે; કાંઇ૦ માહારે મોહોલેરે આવો સાહબારે, છોડી મુકો છોકરવાદી છેકરે. છોડી૦ ૧૦૪

તમે અમથાં માનશુકન કહોછો હુંતો રેહેવાનો નથી, માટે જલદી સારા શુકન આપો, રાણી રાજાના સામુ જોઇને કહે

છે, તમે મને કોને આધારે મુકીને જાઓછો, રાણી કહેછે અને રાજા ઉર આપે છે.

દુહો.—તમે આવ્યારે સ્વામી ચાકરારે, અમને કુની બાળ-વણી દેછોરે; અમને૦ દુઃખ સુખ જોવા કોણ આવશેરે, તેવી કોને સુંપરત કોહોછોરે. તેવી૦ ૧૦૫

હે રાણી વધારે રૂદન કરે કાંઇ થાણું છે મને રજા આપો. રાજા કહે છે.

દુહો.—તમને સોંપ્યારે મંદીર માળીઆંરે, રાણી સુંપી હીંચોળા ખાટરે; રાણી૦ ખાઓ પીઓને એલો મોજમાંરે તમે માહાલો મહેરીઆની વાટરે. તમે૦ ૧૦૬ મેહેલ બંધીખાનું માનીએરે, માહારે હીંચોળો સુળી સમાનરે; માહારે૦ મોજે મુકીને રૂદન માંડીઆંરે, રાજા મહેલ ઉજડ રાનરે. રાજા૦ ૧૦૭ તમને સુંપ્યારે કળશી કોદરારે, તમને સુંપી દુજણી જોટરે, તમને૦ દુધ સાકર પીઓ દાડીએરે, વસ્ત્ર શણગારની નથી ખોટરે. વસ્ત્ર૦ ૧૦૮ માઉરે મન કોદરા રાજા કોયલારે દુજણી જોટો ચામડીઆને દેઉરે; દુજણી૦ દુધરે સાકર રૂધીર દેખીએરે, વસ્ત્ર બાળી રખ્યા ચોળી રહુરે, વસ્ત્ર૦ ૧૦૯ તમને સુંપ્યોરે સમરથ રેંટીઓરે, તમને સુંપ્યોછે રણ કપાશરે તમને૦ સરખી સાહેલી મળી કાંતશોરે, તેમાં રાચે નહી રહો ઉદાશરે. તેમાં૦ ૧૧૦ રેંટીઓ બાગીને રાંધું ખીચડી રે, કાંઇ કપાસે મુકુ લાહરે; કાંઇ૦ સાહેલીઓનો સંગ નથી કામનોરે, મેંતો ઝાલી તમારી બાંહરે. મેંતો૦ ૧૧૧ તમને સુંપ્યારે બારસ પીપળોરે રાણી ગણજો પીપળીઆના પાનરે; રાણીવ બારે વરશેરે અમે આવશુંરે, રાણી વાળીશું તમારાંક

વાનરે. રાણી૦ ૧૧૨ સાથે તેડોરે માહારા સાહબારે માહારા બાર વરસ કેમ જાય રે; માહારાં૦ વીજોગની ઘડીઓ જાય વેગળીરે, મુને દાહાડો વરસ સમો થાયરે. મુને૦ ૧૧૩ આવું જાણુત તો નવ પરણુતીરે રાજા બાળ કુંવારી રેહેતરે; રાજા૦ ઠાલોરે હાથ મેંતો ઝાલીઓરે, માહારા કરમને દોશ ન દેતરે. માહારા૦ ૧૧૪ સાસરી જોયાના રહ્યા ઓરતારે સ્વામી ઘુંઘટ તાણ્યાના રહ્યા કોડરે; સ્વામી૦ તમેરે ચંપોને હું કેતકીરે; માહારી ભલી બનીતી જોડરે. માહારી૦ ૧૧૫ પેહેરી ઓઢીને ફરેત સાસરેરે, તે સઉ હરખ અમારા થયા ભંગરે; નથીરે છુટ્યાંરે હાડનાં મેઢળાંરે, નથી ઉતર્યો પાનેતરનો રંગરે. નથી૦૧૧૬

રાણીએ વિલાપ કરીને કહ્યું કે:—

રાગ પરજની દેશી.—પીઉ શું થાશેરે થાશે, માહારી રૂજની તે કેઈ પેરે જાશે; પીઉ શું થાશેરે થાશે. એ ટેક. મુકી ચાલ્યા તમે વનવાસરે સ્વામી કોઇની નથી માહારે આશરે; હુંતો થઇને બેઠીધું નીરાશ પીઉ૦ ૧૧૭ સ્વામી દીસોછો નાનેરા બાળરે, સાથે નથી કોઈ રક્ષપાળરે તમારી કોણ લેશે સંભાળ પીઉ૦ મારી૦ ૧૧૮ તમે હઠ કરી નવ જાશોરે. ભાવતાં ભોજન ક્યાં ખાશોરે સ્વામી દુખીઆ ઘણા તમે થાશો. પીઉ૦ મારી૦ ૧૧૯ સ્વામી હજુએ છો બાળે વેશરે, તમે રખે જતા પરદેશરે માહારૂં કહયુંરે માનો લવલેશ, પીઉ૦ મારી૦ ૧૨૦ મારી સગી નણંદના વીર રે માહારે નયણે વહેછે નીરરે; મુને નથી રેહેતી હવે ધીર, પીઉ૦ મારી૦ ૧૨૧ માહારી ભલી બનીતી જોડીરે, હવે કોપ કરી નેહ તોડીરે, તમે શીદ નાખો તરછોડી, પીઉ૦ મારી૦ ૧૨૨

પ્રાણનાથ પાછા તમે આવોરે, માહારા ઉપર દયા તમે લાવોરે, સ્વામી અબળાના પ્રાણ બચાવો; પીઉ. મારી૦ ૧૨૩ માહારૂં ગોરૂ ગુલાબશું અંગરે, ફીકું પડી પીળો પડ્યો રંગરે; માહારા હરખ થયા સહુ ભંગ, પીઉ૦ મારી૦ ૧૨૪ મેંતો જાણ્યું જડ્યું એ રતનરે, તેને રાખીશ કરીને જતનરે; સ્વામી શીદને છોડ્યો વતન, પીઉ૦ મારી૦ ૧૨૫ માહારૂં રતન તે રજમાં રોળાયુંરે, માહારૂં પાપે કરમ બોળાયુંરે; માહારૂં કોમળ કાળજ છેદાયું, પીઉ૦ મારી૦ ૧૨૬ વીધાત્રાને ને માહારે દવેખરે, તેથી લખીઆ તે આવા લેખરે, વેહેર ભાવે તે મારી આ મેખ, પીઉ૦ મારી૦ ૧૨૭ વીયોગ બાણ મુને ઘણાં વાગેરે માહારૂ અંતર ભડકે લાગેરે; તેતો બોલવું કેની આગે. પીઉ૦ મારી૦ ૧૨૮ સ્વામી હું છું નાહાનું બાળરે, તમ વીના આવી પોહોચે કાળરે, માહારી કોણ લેશે સંભાળ પીઉ૦ મારી૦ ૧૨૯ હજુ સોળ વરસ નથી થયાંરે, મનના મનોરથ મનમાં રહ્યારે; નાની વયમાં મુકી મને ગયા. પીઉ૦ મારી૦ ૧૩૦ અપવાસ કરી રાત જાગુરે, ઉમીયાજીને પાયે લાગુરે; હું તો વરત કરી વર માગુ. પીઉ૦ મારી૦ ૧૩૧ તમે પાછા વળો ઘેર આજરે, માહારૂં કહ્યું માનો માહારાજરે; આપુ મારા બાપનું રાજ. પીઉ૦ મારી૦ ૧૩૨ જાઓ કેહેતાંમાં જીવડો જાયરે, તમ વીના તે કેમ રેહેવાયરે; વીયોગ દુખ તે કેમ સેહેવાય. પીઉ૦ મારી૦ ૧૩૩ હજી હાથનાં મીંઢળ નથી છુટ્યાંરે, માહારા પાસે આયુષ ખુટ્યાંરે; રોઈ નેણનાં નીરજ ખુટયાં, પીઉ૦ મારી૦ ૧૩૪ એમ રાણી રૂદન કરે છેરે, નયણે નીરની ધારા ઝરેછેરે; માર આગળ પાલવ ધરેછે પીઉ૦ મારી૦ ૧૩૫ મુને

સાથીરે આવ્યાના કોડરે, નથી ડાહીને મોડા મોડરે; એવા કેતકીની બનીતી જોડ; પીઉ૦ મારી૦ ૧૩૬ મને સાસુ જો-યાની ચંતરે, મુને પાયે પડ્યાની ખંતરે; કહ્યું માનો માહારા ગુણવંતા. પીઉ૦ મારી૦ ૧૩૭ મારૂએ કહ્યું કે,—

દુહો.—કંકાશ મુકોરે તમો કામનીરે, કાંઈ ધીરજ રાખજો ચંતરે; કાંઈ૦ શુકન ભલેરા અમને આપીએરે, અમે પળીએ અમારે પંથરે અમે ૦ ૧૩૮

હવે રોવાનું કામ નથી, ધીરજ રાખીને રહો. રાજાની હઠ જોઇ રાણીએ શુકન આપવા માંડ્યા.

દુહો.—ડાબા જમણારે જોને તેતર બોલેરે, રાજા આડી ઉતરે મંજારરે. રાજા૦ કાંઈ એવે શુકને તમે ચાલશોરે, તમને ઘાત સોહો નીરધારરે. તમને૦ ૧૩૯ આટો કુટીને રાજા ઘી ઘડોરે, કાંઈ છુટેરે કેશે નારરે. કાંઈ૦ એવે શુકને તમે ચાલશો તો રાજા નહી દેખો ઘરબારરે રાજા૦ ૧૪૦

તમે જશો તો માહા વીઘન નડશે. મારૂએ કહ્યું કે રાણી અપશુકન બોલ્યા કરતાં સારા શુકન આપો. રાણી સારા શુકન આપે છે.

દોહરા.—ડાબા બોલરે રાજા દેવલાંરે, કાં જમણી ભૈરવ હોયરે કાંઈ૦ એવે શુકને તમે ચાલશોરે, તમને વેરી મળશે કોયરે, તમને. ૧૪૧ કોરે ઘડરે કુમારકારે, તેને ખોળે અબોલું જવ જારરે તેને૦ એવેરે શુકને તમે ચાલશોરે, તમને મળશે ફુલાંદે નારરે, તમને૦ ૧૪૨ અખંડ શોભાગ્યવંતી માળણીરે કાંઇ છાબ ભરેલા હારરે કાંઈ૦ એવે શુકને તમે ચાલશોરે, તમને મળશે સુઘડદે નારરે. તમને૦ ૧૪૩ વર કન્યા પરણીને

આવતાંરે, સામા મળે નીશાળીઆ સારરે, સામા એવે શુકને તમે ચાલશોરે, તમને મળશે દેવળદે નારરે. તમને૦ ૧૪૪ દેવ સફળ શુભ સઉ જોઅણીરે, કાંઈ માત પીતા કેહેવાયરે; કાંઈ૦ રક્ષા કરેરે રાજા તમ તણીરે, રાણી કહે સુણો માહારા રાયરે. રાણી. ૧૪૫ ચોરે ચહટેરે રાજા આવડીરે, જ્યાં મડદાં બળે મશાણરે; જ્યાં૦ ત્યાં રક્ષા કરેરે મુજ માવડીરે, સફળ હજો તમારૂં કલ્યાણરે. સુફળ૦ ૧૪૬ શેહેર વાડીને રાય રણ વિશેરે, જ્યાં પરજતને હોય પહાડરે; જ્યાં. હુંરે આરાધું માહારી માવડીરે, તેનો આવીને પુરે લાડરે. તેતો૦ ૧૪૭ પશુ પંખીને દહીત માનવીરે, કાંઈ નર નારીને રાયરેરે; કાંઈ૦ એ વશ થાશે રાજા તમ તણેરે, કાંઈગુરૂસત માત છે અંબામાયરે. કાંઈ૦ ૧૪૮ પરરે મુલક પરદેશડેરે, કાંઈ પર ધરતી પર વાસરે. કાંઈ૦ જગશર માહાદેવ રેહેસે સાહાયમાંરે, કાંઈ પુરી કરે સઉ આશરે કાંઈ૦ ૧૪૯ આશો કેહેતાંમાં રાજા ચમકીએરે, કાંઈ પુંઠે દીઠે જીવ જાય; કાંઈ૦ નયણાં માહારામાંથી નીર વહેરે, કાંઈ કાળજા કકડા થાયરે. કાંઈ૦ ૧૫૦ હીમ પડે ધરતી ગડગડેરે, કાંઈ એવું માહારેછે દુખરે; કાંઈ૦ જ્યારે રાજા તમને દેખશુરે, કાંઈ ત્યારે તો થાશે સુખરે. કાંઈ૦ ૧૫૧ નરરે વીનારે નારી એકલીરે, તેનો પગલે પગલે વંકરે; તેનો૦ દીસે દીન સુને બીહામણારે, હુંતો કરોડ ભરી કલંકરે. હુંતો૦ ૧૫૨ રાણી કહે રાજા સંચરોરે, કાંઇ ચલાવો ચતુર તોખારરે; કાંઇ૦ કેહેતાં શુકન જોઈ ચાલીઆરે, ગજરોમારૂ તેને ઠારરે. કાંઈ૦ ૧૫૩

રાણીએ રજા આપી એટલે રાજા પોતે શુકન જોઇને આવ્યા જ્યાં રાજા ગયા કે રાણી માહા રૂદન કરેછે કે હાથી

માહારા પ્રાણ રાજા વીના રહેનાર નથી, માટે રાજાની સાથે જવાય તો ઠીક રાણીનુ આ કહેવું સાંભળીને એક દાશી બોલી કે આપણી એક દાશીની પાસે અતીતની આપેલી એક જડી હતી, તેમાં એવા ગુણ હતો કે માણસ મોંમાં રાખીને જે જનાવરનુ રૂપ લેવા ચાહાય તે રૂપ થઈ જાય. રાણીએ તે જડી લઈ મોંમાં નાંખી અને પોતે ભમરી થઇને રાજાની પાછળ ગઈ અને રાજાના પેંગડામાં ભરાઈ. જંગલમાં ઘણી ઝડપથી રાજા જાયછે એટલે રાણી પેંગડામાંથી બોલી.

દુહો.—હળવે રેવંત રાજા ખેલવોરે, કાંઈ કાળજ કકડા થાયરે; કાંઈ૦ સવારે ગજનું છે રાજા નેજીપુરે, માહારૂ ડાભેર અંગ દબાયરે. માહારૂં૦ ૧૫૪

ઘોડાને ધીમે ચલાવો. આ અવાજ મારૂને કાને આવ્યો એટલે ઘોડો ઉભો રાખીને ચારે તરફ જોવા માડ્યું, પણ કોઇને દીઠુ નહી એટલે મન વાળ્યું કે એતો રાણીના ભણકારા વાગતા હશે, એમ ધારી આગળ ચાલ્યા એટલે ફરીને રાણી બોલી.

દુહો.—દામાવંતીના દીકરારે, માહારી સગી નણદલના વીરરે; માહારી૦ હળવે રેવંત તમે હાંકજોરે, માહારૂ સોસાઈ જાય શરીરરે. માહારૂં૦ ૧૫૫

રાજા તરત ઉભા રહીને તલવાર ખેંચીને કહ્યું કે જે હોય તે માહારા સામા આવો, નીકર હું બાળીને પલે ક-રીશ, એટલે રાણી પોતાનું સ્વરૂપ બદલીને રાજાના સામી ઉભી રહી. રાજાએ કહ્યું કે તમે માહારો કેડો નહી મુકો તો હું માહારી મેળે આપઘાત કરીશ. રાજાને રીસમાં જોઈ

રાણીએ કહ્યું કે તમારી મરજી નથી તો હું નહી આવું. એમ કહી એક મેદાનમાં વાઆ અને માહાદેવ હતા ત્યાં વડ રોપ્યો. તે રોપતાંજ માહોટો ગંભીર થઇ રહ્યો. પછી રાણીએ કહ્યું કે તમારે જવું હોય ત્યાં જાઓ, હું અહીયાં રહીશ. તમે જ્યારે તેડવા આવશો ત્યારેજ આવીશ એમ કહી રજા આપી. રાજા ગયા એટલે રાણીએ પાછું વડ ઉપર રૂદન કરવા માંડ્યું.

દુહો.—હુંરે સરજી હોત વાદળીરે, કાંઇ છાયા કરંતી રહેતરે; કાંઇ૦ હુંરે સરજી હોત હંસલીરે, કાંઈ શુકન ભણેરા દેતરે, કાંઇ૦ ૧૫૬ બળે પાને વડલો રોપીઓરે, વડ તો થઇ રહ્યો ઘોર ગંભીરરે; વડતો૦ દામાવંતીના દીકરારે, મુકી ચાલ્યા નણદલ કેરા વીરરે. મુંકી૦ ૧૫૭ સવારે સાદનાં તું કોયલીરે, કાંઈ મધુર મધુરમાં બોલરે; કાંઇ૦ વીયોગ બાણ મુને વાગે છેરે માહારૂં કાળજ શીદને તું છોલરે. માહારૂં૦ ૧૫૮ ગુજથી આંબા વન ટુકડારે, મુંકી મુજથી માર જાય દુરરે; મુંકી૦ રૂદન જોઈ રાણી તણુંરે, કાંઈ વડલો થયો ચકચુરરે. કાંઈ૦ ૧૫૯ રાણીરે રૂવે ધ્રુશકેરે, તેથી તુટી પડે છે ડાળરે; તેથી૦ વીલાપ સુણીને થાક્યાં વનચરાંરે, કાંઈ પડીયાં હઇયામાં ફાળરે. કાંઇ૦ ૧૬૦ આંસુડે ભીંજાય રાણીનો કંચુવોરે, કાંઈ ભીંજ્યાં છે નવરંગ ચીરરે; કાંઇ૦ રૂદન કરંતી રાણી જોઇનેરે, કાંઇ થંભ્યાં સરીતાનાં નીરરે. કાંઇ૦ ૧૬૧

રાણીનું રૂદન સાંભળીને નદીનાં નીર પાણ થંભી રહ્યાં છે. [illegible] રાણીએ મન વાળ્યું ગળાનો માર એક એક કરતા જાય [illegible] આગળ સમાપનું મેહેલ આવ્યું તે શેહેરની બાહાર

સુકાઈ ગયેલો બાગ હતો તેમાં જઈને ઉભા રહ્યા, એટલે બાગ લીલોછમ થઈ ગયો અને ફુલના છોડને ફુલ આવ્યાં. રાજા ઝાડ સાથે ઘોડો બાંધીને ઝાડ નીચે સુતા એટલે ઊંઘ આવી ગઈ એટલામાં એજ ગામના ઢેડ, તથા વાઘરી હમેશ બાગમાં લાકડાં વીણવા આવતા હતા તેઓ આવીને જુએ છે તો બાગ બહુ શોભી રહ્યોછે અંદર આવીને જોયું તો એક ઘોડો અને એક પુરૂષ દીઠા, તે જોઈને બાગની માલેક માળણ હતી તેની પાસે જઈને કહ્યું કે તાહારો બાગ લીલો છમ થઈ ગયોછે. અને કોઈ મોહોટો પુરૂષ માંહી સુતો છે. માળણ કહે કે તમને લાકડાં ન મળ્યાં માટે તમે એમ કહો છો પેલા માણસોએ સમ ખાધા એટલે માળણ બાગમાં આવી પછી પોતે તે પુરૂશને જોઈ વિચાર કર્યો કે આ દેવતાઈ પુરૂશ છે એમનાં પગલાંથી આ ઝાડ લીલાં થયાંછે. એવું ધારીને ફુલ ચુંટી હાર ગજરા બનાવીને રાજાને આ-પવા જાયછે એટલે ઘોડે ખોંખારો કર્યો અને રાજા જાગી ઉઠ્યો માળણ ઉભી રહી, રાજાએ પાંચ મોહોરો આપી. માળણ મોહોરો જોઈ રાજી થઈ અને જાણ્યુ કે આ કોઈક રાજા છે એમ ધારી માળણ રાજાને પુછેછે.

દુહો.—કીયારે મુલકના તમે રાજવીરે, રાજા કીયાં તમારાં ગામરે; રાજા૦ નાહાની વયમાં તમે નીસર્યારે, એવું શુરે પડ્યું છે કામરે; એવું૦ તેજ ન મળે ત્રણ લોકમાં રે, રાજા હજુએ છો બાળે વેશરે; રાજા૦ શારે દુઃખેરે તમે આવી-યારે, તમે કેમ વેઠ્યો પરદેશરે. તમે૦ ૧૬૭ નોકર ચાકર નથી સાથમાંરે, કાંઈ એકલા આવ્યા છો આમરે; કાંઈ૦ સાચુ

બોલોરે માહારા સાહબારે, તમને મુજ મારયાનું પાપરે. તમને૦ ૧૬૪

નાહાની વયમાં રાજપાટ તજીને એકલા શા દુઃખે પરદેશ વેઠો છો.

દુહો.—નથીરે અમેરે કાંઈ રાજવીરે, બેન નથીરે કરતા અમે રાજરે; બેન૦ પ્રથ્વી પરદક્ષણાં કારણેરે, કાંઈ આવ્યો મુલક જોવા કાજરે. કાંઈ૦ ૧૬૫ નામ ઠામ ત્યાં બતાવીએરે, જ્યાહાં થતું હોય વીવાંહનું કામરે; જ્યાંહાં૦ આ શેહેર શોભીતું અમે જોઇનરે, પછી જઇશુ બીજે કોઇક ગામરે. પછી૦ ૧૬૬

હું રાજા નથી, મુલક જોવા નીસરયોછું સારૂં શેહેર જોઇને અહીંયાં આવ્યો છું. દશપંદર દહાડા રેહેવાનો વિચાર છે પછી બીજે ગામ જઇશું. માળણ ગજરા મારૂને પોતાને ઘેર તેડી લાવીને જમાડ્યા. મારૂ કહે છે કે હું આ શેહેરના રાજા પાસે જાઉછું જો મને નોકર રાખશે તો અહીંજ રહીશ એમ કહી કચેરીમાં આવીને રાયારૂપના સામો ઉભો રહ્યો, કુંવરનું તેજ જોઇને રાજાએ વિચાર કર્યો કે આ કોઈ મોહોટો રાજાનો કુંવર છે; એવું ધારીને પુછે છે.

દુહો.—કીયારે મુલકના તમે રાજવીરે, વળી શું છે તમારૂં નામરે; વળી૦ શારે કારણ પરદેશ નીસરયારે, એવું શુંરે પડ્યું છે કામરે. એવું૦ ૧૬૭ કોના કુંએરે તમે કુળીઆરે, હજુ દીસોછો બાળેવેશરે; હજુ૦ રાજ તેજ કાંઈ તગતગેરે, કેમ છાંડ્યો પોતાનો દેશરે. કેમ૦ ૧૬૮

રાજાનાં વચન સાંભળીને મારૂ કહે છે કે હું વાંમા ઠામ

ની બતાવું નહી.

દુહો.—અમે નથી રાજા રાજવીરે, કાંઈ છેરેટછે માહારૂં ગામરે; કાંઈ૦ આવ્યોછું પરદેશમાંરે, રાજા ચાકર રહ્યાનું કામરે. રાજા૦ ૧૬૯ નામ માહારૂં નથી પાડીયુંરે, મને ઠાકોર કેહેછે સઉ લોકરે; મને૦ હેત કરીને મને રાખશોરે, હુંતો તેની હજુરમાં રેહુરે. હુંતો૦ ૧૭૦

હું રાજકુંવર નથી માહારૂં ગામ પણ ઘણું દુરછે. હુંતો પેટને માટે ચાકરી કરવા આવ્યોછું જ્યાંહાં ચકરી મળશે ત્યાંહાં રહીશ માહારૂ નાગ હજી પાડયુંજ નથી સઉ ઠાકોર ઠાકોર કેહેછે. એવું સાંભળીને રાજા ખુશી થયા અને કહ્યું કે તમે શો પગાર લેશો ? મારૂ કેહે દરમહિને સવા લાખ રૂપીઆ લેઈશું. રાજા સવા લાખની રકમ સાંભળીને ભડક્યા કે આખા લશ્કરનો પગાર સવા લાખછે તો આ એક માણસનો કેમ અપાય. એવું ધારીને પ્રધાનને પોતાની નાખુશી બતાવી. પ્રધાને કહ્યું કે જો હવે તમે આશા ભંગ કરશો અને બીજો કોક નહાનો રાજા રાખશે તો આપણી આબરૂ જશે. સવા લાખના જેટલો કસ હશે તોજ તે તેટલા માગતો હશે માટે ગમે તો એક મહીનો રાખીને રજા આપજો. પછી રાજાએ હા કહી ત્યારે મારૂએ કહ્યું કે હું સવા પોહોર દહાડે નોકરી ઉપર આવીશ અને સાંજરે ઘેર જઈશ. તમને કદી સલામ કરીશ નહી માહારે કોઈને નમવાનો નીમછે. રાજા કહે માહારી સાથે રોજ એક બાજી રમશો એટલે બસછે. મોહોટા પગારનું માણસ કાંઈ વધતરૂ કરતુ નથી, એમ કહી મારૂને માહાત કર્યો. પછી મારૂ માળણને ઘેર આવ્યા અને કહ્યું

કે હું નોકરીમાં બાહાલ થયો એમ કરતાં કરતાં મહીનો થવા આવ્યો એટલે રાજા વિચારમાં પડ્યા અને પ્રધાનને પુછવા લાગ્યા કે હવે શું કરીશું પ્રધાને કહ્યું કે બારે દરવાજે રાક્ષસ આવેછે અને રોજ એક માણસ લઈ જાયછે માટે મારૂને ચોકી ઉપર મુકો એટલે રાક્ષસ મારી નાખશે પછી આપણે રજા આપવી નહી પડે રાજાએ મારૂને કહ્યુ કે રાતરે બારમે દરવાજે પેહેરાં ઉપર જજો. મારૂ કહે સારૂ સાંજ પડી એટલે માળણને ત્યાં આવી મારૂએ પેહેરા ઉપર જવાનું કહ્યું તે સાંભળીને માળણ દીલગીર થઈ અને મારૂને કહેવા લાગી ભાઈ રોજ રાક્ષસ આવી એક માણસને લઈ જાયછે તમારે માથે પણ ઘાત આવી છે. મારૂ કહે હું રાક્ષથી બીતો નથી. પોતે હથીઆર સજીને પોતાના ઘોડાને લઈ રાતરે દરવાજા ઉપર આવી શીવનું ધ્યાન ધરવા લાગ્યો. હે માહાદેવ તાહારા હાથમાં બચવાનું છે એમ કહી તરવાર ઉઘાડી કરી કમાડને ઓઠે ઉભો રહ્યો. મધરાત જતાં રાક્ષસ આવ્યો અને દરવાજા સામુ જોતાં બારી ઉઘાડી દેખીને ખુશી થયો કે આજે બારી ભાગવાનો પંચાયત પડશે નહિ, એમ કહી બારીમાં માથુ ઘાલ્યું કે તરત મારૂએ ઝડપથી ઘાવ માર્યો કે રાક્ષસનું ધડ અને માંથુ જુદુ થયું એટલે તેના નાક અને કાન કાપી લઈને મારૂ પોતે મકાન ઉપર આવ્યો. રાજાને ખબર થઈ કે મારૂએ સાક્ષસ માર્યો. રાજાને પ્રધાન બંને બહુ ખુશી થયા, અને તેઓ મારૂને દેવતા માનવા લાગ્યા મારૂએ આવીને રાજાને નીશાની બતાવી એટલે રાજાએ ઇનામ આપ્યું, ઘણા દીવસ થઈ ગયા પછી ચંપાવતીના રા-

જાની કુંવરી ફુલાંદે માહા રૂપવંતીછે તેણે મારૂની કીરતી સાંભળી તેથી તેની સાથે વરવાને વિચાર કરી બ્રાહ્મણને બોલાવ્યો અને કાગળ આપીને વીવાહ કરવા મોકલ્યું. બ્રાહ્મણ કાગળ લઈને માંડવગઢમાં દામાવંતીની પાસે ગયો. દામાવંતી કહે કે માહારો કુંવર તો દેશવટે ગયોછે એવું સાંભળી બ્રાહ્મણ રાયારૂપાના મુલકમાં આવ્યો અને વિચાર્યું કે ફુલાંદે મારૂને ઓળખતી નથી માટે મારૂને બદલે રાયારૂપાને પરણાવું તો ઠીક. એમ ધારીને તે શેહેરમાં આવ્યો અને કહ્યું કે મહારાજ હું ચંપાવતી નગરીમાંથી વેવીશાળ કરવા આવ્યો છું. રાજાએ વિચાર્યું કે હવે આપણે પરણવા છાના જવું પડશે. કેમકે જો ઢાકોર સાથે હશે તો માહારો ધીકાર મુકરર એ લેઈ જશે, માટે બ્રાહ્મણને બાહાર બેસારી રાજા અને પ્રધાન એકાંતે બ્રાહ્મણને સરવે હકીકત પુછેછે બ્રાહ્મણે કહ્યું કે માહારાજ મને માંડવગઢમાં ગજરામારૂના સાથે વીવા કરવા સારૂ મોકલ્યો હતો પણ તેતો દેશવટે ગયો છે. અને કુંવરીએ ગજરા મારૂ કદી જોયા નથી માટે તમે તેના નામથી આવો તો તમારૂ કામ થાય, રાજાએ કહ્યું કે લાગતો સારો છે પછી બ્રાહ્મણને ઘણું ધન આપી વિદાય કર્યો, તેણે ચંપાવતી નગરીમાં આવીને વીવાહ કરવાની વધાઈ આપી તે સાંભળી સહુ ખુશી થયાં બ્રાહ્મણને પણ પઇશા આપી ખુશી કર્યો અને લગનની તઇયારી કરવા માંડી. અહીંયા રાયારૂપે પ્રધાનને કહ્યું કે તમે પાછળથી ઢાકોરને શેહેર સાચવવાનું સોંપીને આવજો એમ કહી લાવલશ્કર સાથે રાજા તો રસ્તે ચાલ્યા. બીજે દીવસે ઢાકોર કચેરીમાં આવ્યા ત્યાં

માંતો સુનું સર થીઉ. પ્રધાનને પુછતાં જવાબ મળ્યો કે રાજા પરણવા ગયા છે, હું પણ જવાનો છું અને તમને શેહેર સાચવવાનું કહી ગયા છે. એવું સાંભળી ફકીરને દુખ લાગ્યું પણ નોકર રહ્યા માટે હુકમ માનવો, એમ ધારીને પોતે શેહેર સાચવવા રહ્યા. થોડાક દહાડામાં જાન આવી પોહો- ચ્યાની ખબર થઈ એટલે રાણીએ તેમને ઉતારો આપ્યો. અને તેમની ચતુરાઈની પરીક્ષા કરવા માંડી. રાણીએ સાત રંગના પડદા બંધાવી રાજાને કેહેવડાવ્યું કે તે પડદા છોડવા તમે આવો. તમે છોડશો તો હું તમને પરણીશ રાજાને બહુ વીમાસણ થઈ, પડદાની વાત પોતે સમજતા નથી. એટલે પાછા કાહાડશે તો ઈજ્જત જશે. અહીંયા ગજરા મારૂ શેહેરમાં ચમન કરે છે, થોડા દાહાડા ગયા પછી શેહેરની ખુશી ખુશાલીના સમાચાર રાજાને લખી મોકલ્યા અને પાછળથી પોતે ફકીરનો વેશ લઈને રાજાની ચરચા જોવા સારૂ પોતે પોતાના પવન વેગી ઘોડા ઉપર સ્વાર થઈને આકાસ મારગે ઉડી આવ્યો. તે એક ઘડીમાં ફુલાંદે ના નગરમાં દાખલ થયો. અને એક મશીદમાં ઉતર્યા અ- હીયાં રાજાના માણસો પડદા છોડી શકે તેવા હુંશિયાર માણસ સોધતાં ફરે છે. તેમણે મુસાફર ધારીને મારૂને કહ્યું કે ફકીર સાહેબ તમને સાતરંગના પડદા છોડતાં આવડેછે? તેણે જવાબ દીધો કે હું બેચાર તો છોડી શકુ. એટલે સીપા- ઈઓએ કહ્યું કે તમે અમારા રાજા પાસે પધારો ફકીર કહે અમારૂ રાજાને શું કામ છે? સીપાઈઓએ કહ્યું કે અમારા રાજા આ શેહેરમાં પરણવા સારૂ આવ્યાછે, પણ કુંવરીએ

મકદા બંધાવ્યાછે અને તે પડદા છોડવાની રાજામાં શક્તિ નથી માટે તમારૂ કામછે. એવું સાંભળીને મારૂની ખાતરી થઈ કે રાજા તો હજી પરણ્યા નથી જો મને સાથે લઈ આવ્યા હોત તો ક્યારનું તેમનું કામ થયું હોત પણ એમણે આપણાથી છાનું રાખ્યું તો તેનું ફળ તેને મળ્યું પણ હવે આપણે રાજાનું નીમક ખાધુંછે માટે તેમનું કામ તો કરવું જોઇએ. એવું ધારી કહ્યું કે ભાઇ તમે પરણવાના લુગડા હોય તે લઇ આવો હું તે પેહેરીને પડદા છોડી આવું. પછી તે લુગડાં પેહેરીને રાજા પરણવા જશે તો રાણીને કાંઈ અંદેશો આવશે નહિ સીપાઇઓ ખુશી થતા રાજાની પાસે આવ્યા અને બધી વાત કહી તેથી રાજા પણ ખુશી થયા અને પરણવાની પોશાક તે ફકીર પાસે મોકલી દીધો ફકીરે સીપાઇઓ સાથે રાણીને કેહેવડાવ્યું કે સાંજરે પડદા છોડવા સારૂ અમારા રાજાજી આવવાનાછે તેથી રાણી પણ પોતે શોળે જણગાર સજીને રાજાની વાટ જોતાં બેઠાંછે. હવે ફકીરના વેશથી આવેલા મારૂજી રાજાના વસ્ત્રાલંકાર સજીને પોતાના રેવંત ઉપર સ્વાર થયા એટલે દેવાંશી જેવા દેખાવા લાગ્યા તેમને જોઇને કંઇક સતીઓના મન વિંહ્વળ થઈ તેમના સત ચુકવા લાગ્યાં. મારૂજી પોતાના રેવંતને નચાવતા નચાવતા રાણીના મેહેલ તરફ આવ્યા તેમને જોતાંજ રાણી મોહીત થઇ ગયાં અને એક બીજાની નજર એક થતાં ઘોડો તલપીને રાણીના મેહેલમાં દાખલ થયો. દાશીઓએ ઘોડાને ઝાલી લીધો, રાણી પોતે પડદામાં ગયાં, મારૂ બાહાર બેઠા છે, ને રાણી સાત રંગના પડદા વિષે પુછે છે, ને મારૂ

તેનો જવાબ આપેછે એટલે રાણી પડદા છોડે છે.

દુહો.—પડદ આવ્યારે માહારા વાલમારે, તમે કહોને પડદા કેરી રીતરે; તમે૦ ધોળોરે પડદો કહી દાખવોરે, વરમાળ આરોપું આણી પ્રીતરે. વર૦ ૧૭૧ ધોળા વનમા રાણી ધેનુ ચરેરે, કાંઈ ધોળો તે વન કપાસરે; કાંઈ૦ ધોળી પુરુષ માથે પાઘડીરે, તેથે શોભંતી બારે માસરે. તેતો૦૧૭૨ ભલો રહ્યો ભલો પાડ્યોરે, કાંઇ ભલો બજાવ્યો રંગરે; કાંઈ૦ પીળો પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે. તમને૦ ૧૭૩ ધોળો પડદોરે રાણી પાછો કરોરે, રાણી પીળાની શુણજો રીતરે; રાણી૦ ઘડી એકમાં કહી દાખવુંરે, પરણી લઈ જાઈશું ઘ્યીતરે. પરણી. ૧૭૪ પીળો તે વનમાં રાણી પોપટોરે, કાંઈ પીળી ચણાની દાળરે; કાંઇ૦ પીળો ગોરાંદેનો કુંચુવોરે, કશી કશી પેહેરે આણી વાહાલરે; કશી. ૧૭૫ ભલો રહ્યો ને ભલો પાડ્યોરે, કાં ભલો બજાવ્યો રંગરે; કાંઈ૦ રાતો પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ શેજ પલંગરે. તમને૦૧૭૬ પીળોરે પડદો પાછો કરોરે, રાણી રાતાની સુણજો રીતરે; રાણી૦ ઘડી એકમાં કહો દાખવુરે, પરણી લઈશું ઘ્યીતરે. પરણી૦ ૧૭૭ રાતીતે વનમાં ચણોઠડીરે, રાણી રાતો કસુંબો મજીઠરે. રાણી૦ રાતો ગોરાંદેનો ચુડલોરે, બારે માસે પેહેરંતો દીઠરે. બારે૦ ૧૭૮ ભલો કહ્યોને ભલો પાડ્યોરે, રાજા ભલો બજાવ્યો રંગરે; રાજા૦ કાળોરે પડદો કહી દાખવોરે, તમને પોઢાડું સેજ પલંગરે. તમને૦ ૧૭૯ રાતો તે પડદો પાછો કરોરે, રાણી કાળાની સુણજો રીતરે; રાણી૦ ઘડી એકમાં કહી દાખવુંરે, પરણી લઈ જાશું ઘ્યીતરે, પરણી૦ ૧૮૦ કાળોરે વનમાં

રાણી કોશીઓરે, કાંઈ તમી ભજેરો કાગરે; કાંઈ૦ કજો ગોરા-
દેનો ચોટલોરે, જાણે શાળંનો વસીયલ નાગરે. જાણે૦ ૧૮૧
ભલો કહ્યોને ભલો પાઠવ્યોરે, રાજા ભલો ભજાવ્યો રંગરે;
રાજા૦ લીલો પડદો કહી દાખવોરે, તમને પોઢાડુ સેજ પ-
લંગરે. તમને૦ ૧૮૨ કાળોરે પડદો પાછો કરોરે, તમે સુણજો
લીલા કેરી રીતરે; તમે૦ ઘડી એકમાં કહી દાખવુંરે, પરણી
લઈ જશું ખચીતરે. પરણી૦ ૧૮૩ લીલો તે વનમાં વાલોળી-
યોરે, રાણી લીલો તે જવનો છોડરે; રાણી૦ લીલો ગોરાદેનો
સાળુડોરે, કાંઈ ઓઢંતા પોહોચે કોડરે. કાંઈ૦ ૧૮૪ ભલો રહ્યોને
ભલો પાઠવ્યોરે, રાજા ભલે ભજાવ્યો રંગરે; રાજા૦ કાબરો પ-
ડદો કહી દાખવોરે, તમને પોઢાડુ સેજ પલંગરે. તમને૦ ૧૮૫
લીલોરે પડદો પાછો કરોરે, તમે સુંણજો કાબરા કેરી રીતરે; તમે૦
ઘડી એકમાં કહી દાખવુંરે, પરણી લઈ જશું ખચીતરે. પ-
રાણી૦ ૧૮૬ કાબરા રબારી ઘેર ઘેટડાંરે, રાણી કાબરી ભા-
વસાર ઘેર ભાતરે; રાણી૦ કાબરી ગોરાદેની આંખડીરે, તેતો
આંજતી માજમ રાતરે. તેતો૦ ૧૮૭ ભલો રહ્યોને ભલો દા-
ખવ્યોરે, રાજા ભલો ભજાવ્યો રંગરે; રાજા૦ ફરતો પડદો કહી
દાખવોરે, નમને પોઢાડુ સેજ પલંગરે. તમને૦ ૧૮૮ કાબરો
પડદો પાછો કરોરે, રાણી ફરતાની સુંણજો રીતરે; રાણી૦ ઘડી
એકમાં છોડુ તેહનેરે, રાણી પકણી જાઉ ખચોતરે. રાણી૦ ૧૮૯
ફરતો ઘાંચી ઘેર બળદીયોરે. રાણી ફરતો કુંભાર ઘેર ચાકરે;
રાણી૦ ફરતો ગોરાદેનો રેંટીયોરે, જેની શાના વરણી ચાકરે;
જેની૦ ૧૯૦ સાત છોડયા ને હજુ છોડશુંરે, રાણી પુછો તે
જવાબ દેઉરે; રાણી૦ રાખો હઈયામાં રજે ઓરતોરે, ઓછ

દીઠ પુછો તે કહુંરે. આણ૦ ૧૯૧ રૂપ જોઇને હરખું સાહબા રે, કથન સુણી વાગે મોહ બાણરે; કથન૦ પેલા ભવના પૂન્યે પામીયારે,સ્વામી ચઉદ વિદ્યા ગુણ જાણરે. સ્વામી૦ ૧૯૨ પડદા છોડયારે મારા વાલમારે, હવે રેહેતી નથી મુને ધીરરે; હવે૦ વરમાળ આરોપુ હેતથીરે, કરી થાપુ નણદલ કેરા વીર રે. કરી૦ ૧૯૩ ભલા કહ્યાને ભલા સાંભળ્યારે, રાજા ભલો બજાવ્યો રંગરે; રાજા૦ ગદબદ પડદો કહી દાખવોરે; તમને પોઢાડુ સેજ પલંગરે, તમને૦ ૧૯૪

ફુલાંદે કેહે છે કે તમે પડદા છોડયા તેથી મને ઘણો હરખ થયોછે માટે હવે જલદીથી તમારી સાથે પરણવાનો એક નવો પડદો પુછુછુ તેનો મને જવાબ આપો એટલે માહારા સરવે મનોરથ સફળ થાય.

કુહો.—પડદા પાછારે કરો કામનીરે, તમે આવો બેસો સનમુખરે, તમે૦ ગદબદ પડદો કહી દાખવુંરે, પરણીને પમાડુ સુખરે. પરણીને૦ ૧૯૫ ગદબદ ધીને સાકરરે, રાણી ગદબદી આ કણસારરે; રાણી૦ ગદબદ રાણીના ફુલ સેજડીરે, તેમાં પોહોડે ફુલાંદે નારરે. તેમાં૦ ૧૯૬

રાજા પડદા છોડીરહ્યા એટલે રાણીએ મારૂને રજા આપી તેથી મારૂ પોતાને ઉતારે પરણવાની તઇયારી કરવા સારૂ આવ્યા. પોતે પેહેરેલો પોશાક રાજાને આપીને કહયું કે તમે તાકીદથી પરણીને તમારે દેશ લેઇ જજો. કદાચ આ પરપંચ રાણીના જાણવામાં આવશે તો પંચાયત થશે એવું કહીને મારૂ પોતે ઘોડા ઉપર સ્વાર થઇ રાયારૂપના શેહેરમાં પોતાની નોકરી ઉપર આવી પોહોચ્યા રાજા પણ રાતરે પેલાં લુગડાં પે-

હેરીને રાણીને પરણી લાવ્યા અને સવારમાં પોતાની રાજધાની તરફ જવા સારૂ નીકળી પડ્યા, રાજાને આવવાની ખબર જાણીને મારૂજી છડી સ્વારીએ ઘોડો થેકાવતા રાજાની સામે આવવા સારૂ નીસર્યા રસ્તામાં ઘોડે ઘણી મસ્તી કરવાથી મારૂનો અંબોડો છુટી ગયો તેમાંથી અતરની ખુશબો રાણી ફુલાદેના રથમાં આવી એટલે રાણીએ દાશીને પુછ્યું કેઃ

દુહો.—નથી સરઘયા નથી હાટડાંરે, મને અત્તર પ્રીમળ થાયરે; મને૦ ચંપો મોગરો જુઈ ચંબેલીરે, એવી ખુશબો કહી નવ જાયરે. એવી૦ ૧૯૭

અરે દાશી આ અત્તરની ખુશબો કયાંથી આવે છે? ત્યારે દાશીએ કહ્યું કેઃ—

દુહો.—પડદા છોડી ગયા રાજવીરે, મુને એવો સંદેહ થાયરે, મુને૦ એવો ઘોડોને એવા સાહબારે, કાંઈ ગજરામારૂ ચાલ્યા જાયરે, કાંઈ૦ ૧૯૮ ચતુર તોખાર કાંઈ એમનોરે, પોતે દીસેછે બાળે વેશરે, પોતે૦ સુગંધ આવીરે રાણી ત્યાં થકીરે, કાંઈ વીખરાયા શીરના કેશરે કાંઈ૦ ૧૯૯

જેમણે તમારા પડદા છોડ્યા હતા. તેઓ ઘોડે બેશીને આવેછે તેમના માથાના કેશ છુટી ગયાછે તેમાંની એ ખુશબો છે એટલે રાણીએ દીલગીર થઈને પુછ્યું કે ત્યારે આ પરણીને લઈ જાય છે તે કોણ છે? દાશીએ કહ્યું કે એતો રાયારૂપ છે અને ગજરા મારૂ તો પેલા હશે રાણીએ કહ્યું કેઃ—

દુહો.—ઝટપટ દાશી પડદો ખોલજેરે, મન મારૂ જોયાની ખાંતરે; મને૦ રાયારૂપરે માહારો બંધવોરે, કાંઈ ગજરો મારૂ માહારો કંથરે. કાંઈ૦ ૨૦૦ રાયારે રૂપનો ચુડો બાગીઓરે.

ગજરા મારૂની ચુડો હાથરે; ગજરા૦ હવે શેહેર એનામાં નહી સંચરરે, હું તો નહી જાઉ તેની સાથરે. હું તો૦ ૨૦૨

એમ દાશી હું રાયારૂપની ચુડો ભાગીને ગજરા મારૂના નામનો ચુડો ધારણ કરૂંછું હવે માહારે તેના શેહેરમાં જવાનો નેમ છે એવું કહી પડદામાંથી ડોકું બાહાર કાહાડી જોયું એટલે મારૂને દીઠો માર રાજાની પાસે આવ્યો, રાયારૂપ મારૂને જોઇને ખુશી થયા અને શેહેરના દરવાજાની પાસે આવી પોહોચ્યા, રાણીએ પોતાનો રથ દરવાજા બાહાર ઉભો રખાવ્યો. રાજાએ કારણ પુછ્યું ત્યારે રાણીએ કહ્યું કે માહારે બાર વરસ સુધી શેહેરમાં પેસવાનો નેમ છે, તેથી શેહેર બાહાર મેહેલ બંધાવી રાણીને રાખ્યાં રાણીએ ત્યાં એક સરોવર ખોદાવ્યું એવા વીચારથી કે કોક દીવસ પણ મારૂ ઘોડો પાવાને સારૂ અહીંયાં આવશે. ઘણા દીવસ થઇ ગયા પછી એક દીવસ મારૂ ઘોડો ફેરવવાને રાણીના મેહેલ તરફ ગયા ત્યાં સરોવર ભરેલું દીઠું એટલે ઘોડાને પાણી પાવા ગયા. રાણીએ ગજરા મારૂને આવતા દીઠા એટલે ઝરૂખે આવીને કહ્યું કે-

દુહો.—નથી ચણ્યાંને નથી ખોદીયાંરે, નથી દાદે તારે બાંધી પાળરે; નથી૦ ચકલુંરે ચાંચ નથી બોળતુંરે, તારો ઘોડો પીતો તું ખાળરે. તાહારો૦ ૨૦૩

હે મારૂજી આ સરોવર કાંઇ તમારા ઘરડાએ બંધાવ્યું નથી કે તમે વગર પુછે ગાછે ઘોડાને પાવા લઇ જાઓછો મારૂએ ઘોડાને ખેંચી રાખીને કહ્યું કે—

દુહો.—ના કેહેતાં મારૂએ ઘોડો રોકીઓરે, ખેંચી ઝાલી તેની લગામરે; ખેંચી૦ પાણીથી થવારે કાંઇ પાતળીરે, રાણી

લોને પાણીના દામરે, રાણી૦ ૨૦૪

અરે રાણી પાણીને વાસ્તે આટલાં લીલાં પીળાં કેમ થાઓછો માહારો ઘોડો તમારા પાણીમાં ઉતરશે તો તેને બદલે લો આ કડુ, મારૂ કડુ આપીને પાછો જાયછે એટલે રાણીએ કહ્યું કેઃ—

દુહો.—રાજા ડગલું ભરોતો માહારા સમછેરે, તમને રામ તણી છે આંણરે, તમને. તાંબા કુંડીરે રાજા જળ ભરૂ રે, નીરૂ ઘોડાને નાગર પાનરે. નીરૂ૦ ૨૦૫ ઘણારે દીવસની વીયોગ ભાગીયોરે, મુને હરખ વાધ્યો ઘણો અંગરે; મુને૦ મોહોલમાં પધારો મારૂ પાતળારે, તમને પોઢાડુ સેજ પલંગરે, તમને૦ ૨૦૬

અરે માહારાજ તમે અહીં પધારો તમે પાછા જાઓ તો તમને માહારા સમ છે; રામની દવાઈ છે. મેહે તમારે માટે તો બાર વરસનો નેમ લીધો છે. મારૂ ઘોડાને લઈને મેહેલમાં ગયા. ત્યાં દાશીએ ઘોડો ઝાલી લીધો અને મારૂને પલંગ ઊપર બેસાડયા, વીવીધ પ્રકારની રસોઈઓ કરી મારૂને જમાડ્યા. હરખમાં આખી રાત જતી રહી અને સવાર થયું. ત્યારે રાણીએ મારૂને કહ્યું કે તમે માળણના ઘરમાંથી સળંગ ખોદાવજો મારૂ ત્યાંથી નાંસરીને મકાન ઉપર આવ્યા અને માળણને બધી હકીકત કહી પોતે દરબારમાં ગયા રાતનો ઉજાગરો તેથી ઝોકાં આવતાં હતાં અને આંખો પણ લાલ થઈ હતી. માટે એક સીપાઈ મારૂની મશ્કરી કરી પુછવા લાગ્યો કે—

દુહો.—આજની આંખોરે ઠાકોર રાતીઓરે કાંઈ ઉજાગરાનું ઘેનરે, કાંઈ૦ કીયારે મોહોલેરે માણીઓરે, ઠાકોર જાગ્યા

છો સારી રેનરે. ઠાકોર૦ ૨૦૭

આજે કઈ માનીતીને મોહોલે ગયા હતા કે ઉજાગરો થયો છે, મારૂજીએ કહ્યું કેઃ—

દુહો.—અમે ગયાતા રાયની વાડીએરે,ભુંડા સાથી મળ્યા દસ વીસરે; ભુંડા૦ કેસર કસુંબા ત્યાં ઘાળીયારે, પ્રેમ પ્યાલાની મસ્રી ગીસરે. પ્રેમ૦ ૨૦૮

અમે રાજાના બાગમાં ગયા હતા; ત્યાં કેટલાક સોબતીઓ એ કસુંબો કહાડ્યો હતો તેની કેફ હજી ઉતરી નથી સીપાઈ એ કહ્યું કેઃ—

દુહો.—અમલાની કેફા ઠાકોર ઘેરીઆરે, મારચાં સોરંગીનાં બાણરે; કાંઈ૦ નેણ બળે છે નારી નીરખ્યાનારે, શું સમજાવે ચતુર સુજાણરે. શું સમ૦ ૨૦૯

મારૂજી માનો ન માનો પણ આખી રાત કોઈ નારીના સામુ એક નજરે જોયા કરચું છે તેથી આંખો બળેછે એટલું કેહેતાં મારૂને રીસ ચડી એટલે શીપાઈ દબાઇ ગયો. પછી મારૂએ ઘેર આવો રાણીના મેહેલ સુધી સુરંગ ખોદાવી જા આવ કરવા લાગ્યા, એમ કરતાં બાર વરસ પુરાં થવા આવ્યાં એટલે એક દાહાડો રાજા રાણીને મોહોલે પધારયા. તે વખત મારૂ મેહેલમાં હતા તે રાજાને આવવાની ખબર જાણી ઉતાવળા સુરંગમાં ઉતરી પડ્યા. પણ માથાની પાઘડી રહી ગઈ. રાજા મેહેલમાં આવીને રાણીની પાસે બેઠા અને કહયું કે હવે શેહેરમાં આવવાને બે ચાર દાહાડા બાકીછે એમ વાત કરતાં રાજાની નજર મારૂની પાઘડી ઉપર પડી એટલે રાણીને પુછ્યું કે—

દુહો.—રાજા કહેરે રાણી સાંભળોરે, કાંઇ પુછીને પામુ પારરે; કાંઇ૦ સાચુ બોલોને તમે સતવંતારે, રાણી કેટલા પુરૂશ ઘેર નારરે. રાણી૦ ૨૧૦

રાજાએ કહ્યું કે તમે કેટલા પુરૂષની સ્ત્રી છો ? રાણીએ ધાર્યુ કે રાજા પાઘડી જોઇને વેહેમમાં પડ્યા છે. પણ માહારે તો સાચે સાચુ કેહેવું જોઇએ. રાણીએ કહ્યું કે—

દુહો.—સાચુ કહુરે રાજા સતવંતારે, તમે સુણજો સઘળો સારરે; તમે૦ પતીવ્રતા અમે પાળીએરે, કાંઈ ચાર પુરૂષ ઘેર નારરે. કાંઇ૦ ૨૧૧

હે રાજા માહારે ચાર પુરૂષ છે. પણ હું ખરેખર પતીવ્રતા ધરમ પાળુછુ, રાજાએ કહ્યું કે—

દુહો.—પતીવ્રતા નારી એકની રે, તમે ચાર કહ્યા તે કોણ રે. તમે૦ પર પુરૂશ સાથે બોલતાંરે, પ્રથમ ગણે તે બાઇ બેહેનરે. પ્રથમ૦ ૨૧૨

રાણી રાજાને ખુલાસો કરી સમજાવે છે.

દુહો.—પલંગ માહારામાં રાજા પોઢતાંરે, તેમાં પ્રથમ પાયા નર ચારરે; તેમાં૦ તેની વચમાં સુવું માહરે રે, માટે ગણીયા તે મેં ભરથારરે. માટે૦ ૨૧૩

રાજાએ ફરીથી પુછ્યું કે તમે સાચી વાત કહો. ત્યારે રાણી ફરીને કહે છે.—

દુહો.—સાચુ કેહેતારે રાજા સક થાશેરે, તમે સુણીને પાંમજો પારરે, તમે૦ જીવતાં લગી એક ઝંખીએરે, અમે તે પુરૂષ ઘેર નારરે, અમે૦ ૨૧૪

હે રાજા હું આ પાઘડી વાળા પુરૂશની નાર છું રાજાએ

કહ્યું કે એ પાઘડી કોની છે ? રાણીએ કહ્યું કે તમારા ના મની છે. અમે બાર વરસ એ પાઘડીને જોઇને મન વાળ્યું છે કે એજ રાજા બેઠાછે. રાજાએ પુછ્યું કે આ પાઘડી કોણે બાંધી આપી? રાણી કેહે કે મેં માહારે હાથે બાંધીછે રાજા કહે ત્યારે અમારા દેખતાં ફરી બાંધો. રાણીએ કહ્યું કે પુરૂ શના દેખતાં અસ્ત્રીથી પાઘડી ન બંધાય. રાજા પાઘડી માગીને પડદામાં ગયા એટલે રાણીએ સુરંગમાં બેઠેલા મા રૂને આપી તેણે જેવી હતી તેવી બાંધીને તઇયાર કરી એ ટલે રાણીએ રાજાને બોલાવ્યો રાજા જોઇને વિચારમાં પડ્યા કે આ પાઘડીની બાંધણી મારૂના જેવી છે. માટે મારૂને આપણી નોકરીમાંથી રજા આપવી. એવું ધારીને પોતાને મ હેલે પધારચા, મારૂજીપણ સુરંગમાં થઇને માળણને ઘેર ગયા, અને નોકરીની વખતે દરબારમાં હાજર થયા. ત્યારે રાજાએ કહ્યું કે ઠાકોર તમે તમારો પગાર ચુકવી લેઇ ઘેર જાઓ મારૂજી પગારના રૂપીઆ લેઇ માળણને ઘેર આવ્યા અને કહ્યું કે આ પઇશામાંથી મારા નામનું સદાવરત ચ- લાવજો હું માંડવગઢના જાહાજમ રાજાનો કુંવર ગજરોમારૂ છઉં. જો તમારો રાજા જોરજુલમથી આ પઇશા પડાવી લે તો મને કાગળ લખજો. એવું કહી પોતે રાજા પાસે ગયો; અને કહ્યું કે માહારાજ મેં માહારો પઇશો માળણને ઘેર સોંપ્યોછે તે તમે સાચવજો. જો કદી દાનત બગાડશો તો તમારી ખરાબી થશે; કેમકે માહારૂં નામ ગજરોમારૂ છે. એ- ટલું કેહેતાંજ રાજાના મનમાં ધરાશકો પડ્યો કે મુકરર મુલા- કને એ લઇ જશે, માટે જેમ જલદી થાય તેમ એને અહી-

પાથી વીદાય કરવા જોઇએ એવું ધારી રાજા મારૂને વીદાય કરવા સારૂ આવ્યા. મારૂએ પાછા ફરવાનું કહ્યું પણ વીસ ગાઉ સુધી રાજા સાથે ગયા. પછી મારૂને મુકીને રાજા પાછા પોતાની નગરી તરફ ગયા. રાજા પાછા ફર્યા એટલે તરતજ મારૂએ પોતાના ઘોડાને ઉડાડી મુક્યો તે ઝણણણ કરતો એક ઘડીમાં ફુલાદેના મેહેલમાં આવીને ઉભો રહ્યો. રાતે રાયારૂપ પોતે સુતાં સુતાં વીચાર કરેછે કે આ પાપ ગયુ તે ઠીક થયું એ વીચારમાં રાજા ઉંઘી ગયા. અને સુપનાં આવવા લાગ્યાં તેથી જાગીને રાજાએ મામીને કહ્યું કે—

દુહા.—રાજા કહેરે મામી સાંભળોરે મુને અંજપો બહુ થાયરે. મુને૦ પેહેલા પોહોરનાં સમણાં આવીયાંરે, કાંઈ મોહોલે ચઢંતો રાયરે, કાંઈ૦ ૨૧૫ બીજારે પોહોરનાં સમણાં આવીયાંરે, જાણે સોગટાં માંડ્યાં સોળરે; જાણે૦ જાણે બેઠાં બીડાંરે ચાવે પાનનારે, કાંઈ અધર દીશે રાતા ચોળરે. કાંઈ૦ ૨૧૬ ત્રીજારે પોહોરનાં સમણા આવીયારે, મામી સાચો માનો સઉ સારરે; મામી૦ ભમર પલંગ પર પોઢતારે, કાંઈ તુટ્યો તે નવસર હારરે, કાંઈ૦ ૨૧૭ ચોથારે પોહોરનાં સમણા આવીયારે, જાણે મારૂ થયો અસવારરે; જાણે૦ ચતુર રેવંત પલાણીઓરે, લેઈ ચાલ્યો ફુલાદે નારરે. લેઈ૦ ૨૧૮

સ્વપ્નાની વાત સાંભળીને મામીએ રાજાને કહ્યું કે—

દુહો.—સમણાં પડોરે સુકે લાકડેરે, કાંઈ સમણાં સમુદર બેટરે; કાંઈ૦ સમણાં સાચાં ન હોય રાજવીરે, કાંઈ સમણાં વંઝાને પેટરે. કાંઈ૦ ૨૧૯ સમણે નીરધન પામે ધનનેરે કાંઈ વંઝાને પ્રસવે પુત્રરે, કાંઈ૦ સમણે મુરખ વિદ્યા ભણેરે, કાંઈ

સારૂ પામે ધરસુત્રરે, કાંઈ૦ ૨૨૦ સમણે ભુખ્યો ભોજન જમેરે, કાંઈ તણાય તેની કુખરે; કાંઈ૦ જાગીને જુએ સવા-રમાંરે, તોયે પેટમાં ભુખની ભુખરે. તોયે૦ ૨૨૧

માંમીએ સ્પ્રાની વાત સાચી નથી એમ કહ્યું પણ રાયારૂ-પને ઊંઘ ન આવી તેથી તરત ઉઠીને ફુલાદેને મેહેલ ગયા અને છાનો માનો ભીંતે થઇને ઉપર ચડવા માંડયું કે રાણીને ખબર પડી એટલે.રાણી બોલી:—

દુહો—પાછલી રાતનો મોહોલ કોણ ચડેરે, જાણે મોહોલ ચડંતો ચોરરે; જાણે૦ રાયારૂપરે તને જાણશેરે, તેતો નહી રહે જીવ્યાનો ઠોરરે. તેતો૦ ૨૨૨

રાજા એકદમ ઉપર ચડી મેહેલમાં આવ્યો, ત્યાં મારૂના જેવો માણસ દીઠો. રાણીએ ધાર્યું કે જો બંને ભેગા થશે તો માહા કેર વરતાશે તેથી રાજાનો હાથ ઝાલી ઝરૂખામાં લઈ ગઈ અને કહ્યુ કે.—

દુહો.—બેહેનને મોહોલેરે શું આવીયારે, તમે જાઓને માડી જાયા વીરરે; તમે૦ રાયારૂપનો ચુડો ભાગીયોરે, ગજરા મારૂનાં ઓઢ્યાં ચીરરે. ગજરા૦ ૨૨૩

અરે રાજા હુંતો ગજરા મારૂની ધણીઆણીછું અને તમે માહારા ભાઈ છો. એથી રાજાને બહુ ગુસ્સો ચડયો અને રાંડને ઝાડે લટકાવી તીરંબાજી કરવાનો નિશ્ચય કરી પોતે મા-મી પાસે આવીને બધી વાત કહી તે સાંભળી મામીએ કહ્યું કે—

દુહો.—મોળીયું મુકીને ઓઢ ચુંદડીરે, કાંઈ લજવ્યું કુળ કપુતરે; કાંઈ૦ ભાગો ભાગીને ઘડાવ રેંટાઓરે, કાંઈ કાંતો જે-સરા સુતરે. કાંઈ૦ ૨૨૪ તેની વણાવ જેણી પામરીરે, જઈ

મુએ મારૂ છીને બેટરે; જઈ૦ જેમ જનાવર પોતે પાળે છેરે, તેમ તારૂં તે ભરશે પેટરે. તેમાં૦ ૨૨૫

મામીએ રાયારૂપને ઘણાં મેણાં માર્યાં. પણ મારૂએ તઈયારી કરવા માંડી સવાર થતાં રાણી અને દાશીને ઘોડા ઉપર બેસાડીને રાયાયારૂપની કચેરીમાં લઈ ગયો રાયારૂપે પોતાના ઘોડે સ્વારોને પકડવાનો હુકમ કર્યો એટલે મારૂએ ઘોડાને ઉડાડી મુકયો અને રાજા તથા તેમના સ્વારો મોં વકાશીને જોઈ રહ્યા, મારૂ ફુલાદે રાણીને પીયરમાં મુકીને પોતે ઊડબકુંડલના મુલકમાં ગયો, અને માહાદેવની વાડીમાં ઉતારો કર્યો, ત્યાંના રાજાની કુંવરી સુઘડદેને મારૂની સાથે વરવું છે માટે રોજ માહાદેવની પુજા કરે છે. એક દહાડો કુંવરી માહાદેવની પુજા કરવા વાડીમાં આવી ત્યાં મારૂને દીઠા તેનું રૂપ જોઈને સુઘડદે પુછે છે—

દુહો.—કીયારે મુલકથી આવ્યા સાહબારે, તમે કીયા મુલકમાં જાઓરે; તમે૦ કેઈ જનેતાને પેટ જનમીયારે, તમે કેઇ ગોરીના નાવરે તમે૦ ૨૨૬ સાચુ બોલોરે રાજા સતવંતારે; કાંઇ કીયાં તમારાં ગામરે. કાંઇ૦ કુંવર છો કોણ રાજા તણારે, વળી શુંછે તમારૂં નામરે. વળી૦ ૨૨૭

માહરાજ મેં પુછ્યુ તેનો જવાબ દો, મારૂએ કહ્યું કે—

દુહો.—ઉતર ખંડથી અમે આવીયારે, કાંઈ પશ્ચમ અમારો ભાવરે; કાંઈ૦ આબ મંડળના અમે રાજવીરે, રાણી મંછા ગોરીના નાવરે. રાણી૦ ૨૨૮ હુંતો કુંવર જાહા જામનોરે, કાંઇ ગડ માંડવ માહારૂં ગામરે; કાંઈ૦ અણરે માનીતીનો બેટડોરે, ગજરો મારૂં માહારૂંછે નામરે ગજરો૦ ૨૨૯

અમે ઉતરમાંથી આવ્યા છીયે પશ્ચીમ તરફ જવું છે, અને જે અમારા ઉપર મોહીત થઈ અમને ઇચ્છે છે તેનો હું પુરૂષ છું. રાણીના મનમાં ઘણો આનંદ થયો અને કહ્યું કે માહારાજ હું તમને વરી ચુકીછું સાંજરે માહારે મોહોલે પધારજો; એમ કહી સુભ્રકદે પોતાના રંગ મેહેલમાં પોતાની સખી દેવળદે જે પ્રધાનની કુંવરી છે તે સાથે આવી અને રંગ મેહેલ શણગારવા માંડ્યો.

ઢુહો.—રંગ મેહેલનો સુંદર ઓરડોરે, કાંઈ ધોળ્યો છે ઝાકઝમાળરે, કાંઈ૦ બાંધ્યો ચંદરવો માદરપાટનોરે, તેને ફરતી બાંધી છે ઝાલરે, તેને૦ ૨૩૦ તકતા બાંધ્યા છે ત્રીહા વીધનારે જેમાં શુંદીર મુંખ દેખાયરે; જેમાં૦ કેટલા એકમાં શોભે છબીઓરે, પુરણ તેજ જેમાં પરખાયરે. પુરણ૦ ૨૩૧ ઘડીઆળ ઘાલ્યું સ્થંભમાંરે, કાંઈ કલાક સાંભળવા કોડરે, કાંઈ૦ સુવરણ જડીત બે પેટીઓરે; તેતો મુકી છે જોડા જોડરે, તેતો૦ ૨૩૨ ખુરશીઓ મુકી છે શીશવ તણીરે, ઘણી શોભે છે ઝગઝગાટરે; ઘણી૦ તેની જોડે શોભે ઘણુંરે, કાંઈ કાષ્ટ તણું કમાટરે, કાંઈ૦ ૨૩૩ કાચ બીલોરી શોભે શીશીઓરે, માંહી ભરીયા જળ ગુલાબરે; માંહી૦ લવીંગ સોપારી એલચીરે, ભર્યા થાળ તે શુભ જડાવરે. ભર્યા૦ ૨૩૪ મેવા ફળ માંહી મુકીયારે, કાંઇ રાજવીયાની રીતરે; કાંઈ૦ રસોઇ બનાવી છે બત્રાસીરે, કાંઈ અદકી આણી પ્રીતરે. કાંઈ૦ ૨૩૫ દુધ સાકર અની ઉકાળીયારે, કાંઈ તેજાના તઈયારરે; કાંઈ૦ મારૂ જોતાં પોતે મોહી રહેરે, કાંઇ સજવા માંડ્યા શણગારરે. કાંઈ૦ ૨૩૬

રાણીએ પોતાનો મેહેલ ભભકાદાર કર્યો, અને પોતાના

પ્રાણહારને સારૂ બત્રીસી રસોઇઓ પણ તઇયાર કરી પછી પોતે સણગાર પેહેરવા માંડયયા.

દુહો.—જરકશ કોરનો સુંદર સાળુડોરે, માંહી ઝાઝો કશુંબી રંગરે; માંહી૦ તેનો ઓઢયો અલબેલીએરે, જેમાં ભાસે ગોરૂ સહુ અંગરે, જેમાં૦ ૨૩૭ વેણ લાંબી શેશ સરીખડીરે, ફેણ જાણે મણી શીશ ફુલરે; ફેણ૦ સેંથે સીંદુર પુર્યો શોભીતોરે, કાંઈ દામણી દીપે અમુલરે. કાંઈ૦ ૨૩૮ મોતી જડીત્ર મનોહર ઓઢણુંરે, મરગ મદની લીટી ઓત ચોરરે, મરગ૦ ભાલ શુંદર બોરાજતુંરે મદમાતીનું જોબન જોરરે, મદમાતીનું૦ ૨૩૯ ભ્રગુટી કમાન છબીલડીરે, રતનાલા લોચન રસ કુરરે. રતનાલા૦ અતી અણીઆરાં ચપળ ઘણાંરે, છે કટાક્ષ કટાનું રૂપરે. છે કટાક્ષ૦ ૨૪૦ નાશીકાની વાળી જુમે જુમએરે, વેસર મુકતા છે લંબ સુઢાલરે; વેસર૦ અરૂણ અધરપર ચળકતોરે, જોતાં મુની ચળે તતકાળરે, જોતાં૦ ૨૪૧ હાશ કરેરે મંદ મધુરરે, કાંઈ દાઢમ બીજશા દંતરે; કાંઈ૦ કુંદન રેખા બે દંતમાંદીસતીરે, ચળકારાશુ ચોરે ચીતરે. ચળ૦ ૨૪૨ જુલ જુગલ મણી છે ઝગકતીરે, કરણ ફુલ પાનડી યોનો જુમરે; કરણ૦ ચોટલે ગોફણો ગોરીનો ધમકતોરે, ઘણો ઘુઘરા કેરો ગુછરે ઘણો૦ ૨૪૩ કોટી સુરજ વદને નારીએરે, સુંદર મુખડું રૂપ નીધાંનરે; સુંદર૦ અલકની લટ જુકી ગેડપેરે, મધુરૂં મધુરૂં કરેછે ગાનરે; મધુરૂ૦ ૨૪૪ રંગ તંબોળ ચોટ્યો મુખ ચોળશોરે, મરગ્યા નેણીનો વાંકો મોડરે; મરગ્યા૦ જરકશી બુટાની કાળી કંચુકીરે, કશી કશીને પેહેરી કોડરે. કશી કશીને૦ ૨૪૪ તુશી તનમનીઆ હેમની હાંસડીરે, માદળી-

આં અરીથી ચીનમાલરે; માદળીયાં૦ પંચકચી ચંદનકહાર ચોરસનોરે, મુક્તાફળ માળા વિશાળરે. મુક્તાફળ૦ ૨૪૬ કંકર સહીત કનક કર ચુડલોરે, મજ ગજ બજેઠોછે સાથરે મજ૦ વાંક વીંટી બાજુબંધ બેરખારે, છન્ના આરશી રહોછે હા થરે, છલા૦ ૨૪૭ સહી સમાન છે કટીમેખલારે, થાયનેપુરનો ઝણકારરે; થાય૦ સાંકળાં કલાંને કાંબી વીંછુવારે, નખ શીખ શોભાનો નહિ પારરે, નખ૦ ૨૪૮ ગોળમટોળ ગાલ કરચુંરે, કાંઈ ટબકુ તે જંગાલરે, કાંઈ૦ જાણે ધુંદલું છે ધુંદલુરે, કુમકુમ આડ કરીછે કપાળરે. કુમકુમ૦ ૨૪૯ અનુપમ બની અપછરારે, કાંઈ તેજ તણો નહિ પારરે, કાંઈ૦ ફુલ અતર બેહેકી રહ્યારે, એવી બની સુન્નડદે નારરે. એવી૦૨૫૦

ઘણા સરસમાં સરસ અને શોભીતા શણગાર પેહેરીને રાણી સુન્નડદે પોતાના માનીતા મારૂની વાટ જોતી ઝરૂખે બેઠીછે ગજરોમારૂ પોતાના રેવંતને માહાદેવની વાડીમાંથી કુદાવીને રાણીના મોહોલમાં આવ્યો રાણી મારૂને જોઇ બહુ ખુશી થયાં અને બત્રીશી રસોઈ તઇયાર કરેલી હતી તે જમાડીને રાત પલંગ ઉપર બેઠા અને આનંદની વાતો કરતાં આખી રાત વહી ગઈ. વહાણુવાયુ એટલે રાણીને ઘોડા ઉપર બેસાડીને શેહેર વચે થઈ ચાલવા માંડ્યું તે જોઈ શેહેરના લોકો રાજા પાસે ગયા અને કહ્યું કે કુંવરીને ઘોડે બેસાડી કોઈ મુસાફર લઈ જાયછે, રાજાએ તમામ સ્વારોને પકડી લાવવાનો હુકમ કર્યો. તેથી લશ્કર સહિત પ્રધાન વિગેરે માણસો પકડવા ગયા. તેમણે મારૂને ઘેરી લીધો, મારૂએ માહાદેવની સ્તુતિ કરવા માંડી એટલે મહાદેવ પ્રસન

થયા જેથી રાજાના બારગીરોનાં બાણ અને ગોળીયો ખાલી જવા લાગી. તે તમાસો જોઈ રાજા અચરત થયો અને પ્રધાનને મોકલી મારૂને પુછાવ્યું કે મહારાજ તમે કોણ છો? મારૂએ કહ્યું કે હું માંડવગઢના જાહાજામ રાજાને માહાદેવે આપેલો ગજરોમારૂ છું એ વાત સાંભળી પ્રધાન અને રાજા ખુશી થયા અને મારૂને ઘેર લાવી કુંવરી પરણાવવાની તઇયારી કરી ત્યાં મારૂ ચોરીમાં ફેરા ફરે છે ને સ્ત્રીઓ ગીત ગાય છે.

દુહો.—સઇયરો મળી સઉ સાથમાંરે, કાંઈ હરખે ગીતજ ગાયરે; કાંઈ૦ ચોરી બંધાવીછે ચોકમાંરે, ત્યાંતો શુભ મંગળ વરતાયરે. ત્યાંતો. ૨૫૧ ચાર મંગળ ફેરા ફેરવેરે, કાંઈ જોવા મળી સઉ જાનરે; કાંઇ. હસ્તી ઘોડાને હીરા મોતીનાંરે, માત પીતાએ આપ્યાં દાનરે. માત. ૨૫૨ પરણી ઉઠયાંરે કાંઈ પ્રીત-થાંરે, આનંદ વાધ્યો અતીશે અંગરે; આનંદ. સુધડદે દેવળદે બે રાણીઓરે, પરણી લઈ ચાલ્યા પોતાને સંગરે. પરણી.૨૫૩

મારૂને સુધડદે અને દેવળદે બંને કુંવરીઓ પરણાવી રાજાએ ઘણું ધન માલ આપીને લાવલશ્કર સાથે વદાય કર્યા તે રાણી ફુલાદેના નગરમાં આવ્યા. ત્યાંપણ ઘણું ધન અને લશ્કર મળ્યુ જે લઈ પોતાના શેહેરનો રસ્તો પકડ્યો. રસ્તે આવતાં વડ ઉપર રાણી ચંપાદે હતાં તેમને પણ સાથે લીધાં અને પોતે ચાર રાણીઓ સહીત ગામની ભાગોળે આવી મુકામ કર્યો જાહાજામ રાજા લશ્કરની ધામધુમ જોઇને બીહી ગયા તેમને દેહેસત લાગી કે માહારા ખાંડીઆ મેડીઆ પુત્રોમાં તો કાંઈ દમ નથી અને દુશ્મનનું દળતો ઘણું બા-

રેહે છે. જો આ વખત માહારો ગજરોમારૂ હોત તો તે મુકરર જીતના ડંકા દેઈ દુસ્મનોના દળને ચકચુર કરી નાખત પણ હવે શો ઉપાય. એવી શોચના કરે છે એટલે વધામણી આવી કે બાર વરસ પુરાં થયેથી ગજરોમારૂ ઘેર આવે છે એવું સાંભળતાંજ રાજા અને રાણી બહુ ખુશી થયાં અને બહુ ધામધુમ સાથે સામાઇયુ કરી રૂપાના ફુલ પડાવી વાજતે ગાજતે મારૂને ઘેર લાવી ગાદીએ બેસાર્યો.

દુહો.—માત પીતાએ વધાવીયારે, કાંઈ હરખ કહ્યો નવ જાયરે; કાંઈ. પીતાને બેઉ કર જોડીનેરે, દામાવંતીને લાગ્યા પાયરે. દામા. ૨૫૪ રાણીઓ પરણીને મળ્યા માતનેરે, દામાવંતીના પુર્યા કોડરે; દામા. કરજોડીને કરી વીનવેરે, બોલો જય જય શ્રી રણછોડરે, બોલો. ૨૫૫



# વાતનો સાર.

કાંઈ પણ વાત વાંચીને તે ઉપરથી આપણે સાર ન લઇએ તો તે વાંચવામાં લીધેલી મેહેનત વ્યર્થ ગઇ ગણાય. આ વાતનો વિચાર કેટલાક કેળવાએલા જુવાનો શીવાય થોડાઓમાંજ હશે તેઓ તો રાગોટા કાહાડવાગાંજ સંતોશ માને છે. પણ આપણા પુરાતન કાળના કવીઓએ જે કોશીશ કીધીછે તે કાંઈ નીરર્થક નથી એમ જો તેઓ ધીરજથી વિચાર કરી જુવે તો તેના ખ્યાલમાં આવ્યા શિવાય રહે નહી.

આ ગજરા મારૂની વાત ઉપરથી ઈશ્વરનો મહીમા જાણીને તે ઉપર આકીન રાખવાથી આપણાં સરવે કામ સફળ થાયછે. એવો વાંચનારને ધડો મળેછે. ઇશ્વર કેવો ઇનસાફી અને નેકીછે. તેનો દાખલો પણ શીકારીઓની બાબતમાં ઘણો સરસ આપ્યો છે અને જેવો પક્ષપાત અથવા રાખ રખાવત કરનારા છે તેઓના તરફ તેનો ધીક્કાર છે એ પણ માનીતી રાણીઓને બદ શીકલ છોકરા આપીને સાબેત કરી આપ્યું છે.

એ વીગરે આ વાત વાંચીને વીચારથી બીજા ઘણા લાભ થઈ શકે તેવું છે માટે તે અમે છાપીને પ્રસીદ્ધ કરી છે.

# જાહેર ખબર.

આ ચોપડી નીચે લખેલ ઠેકાણેથી વેચાથી મળશે.

**નડીઆદ**—કાજી સાદકભાઈ ચોપડી વેચનાર.

**સલુણમાં**—બુકસેલર લલુ જેભાઇ.

**વડોદરા**—બુકસેલર દસરથ રાગોબા ઠા. રાવપરામાં.

**વલસાડ**—બુકસેલર દવારકાંદાસ પરભુદાસ.

**સુરતમાં**—મોહેતાજી ફકીરભાઈ કાશીદાસ, બુકસેલર ફકીરભાઇ પરભુદાસ, મંચેરજી જમશેદજી, કરસનદાસ નારણદાસ, લલુભાઇ જમનાદાસ, ત્રીભુવનદાસ ગોપાળદાસ.

**મુંબાઈ**—બુકસેર સખારામ ભીકશેઠ, બાળકૃષ્ણ લક્ષ્મણ ભીમશી માણેક, દામોદર ઇશ્વર.

**વીરમગામ**—બુકસેલર ભીખા નથુરામ, મુળશંકર લલુ.

**વઢવાણ**—બુકસેલર પ્રાણશંકર રામજી, રામા નાંનજી.

**લીંબડી**—બુકસેલર છગન સંગજી.

**ધ્રાંગધરા**—બુકસેલર નરશી જીવા ઠકર.

સામટી લેવી હોય તેમણે પોસ્ટપેડ કાગળ લખી ખુલાસો કરવો. નાટપેડ કાગળ લીધામાં આવશે નહીં.

**બુકસેલર. જગજીવનદાસ દલપતરામ**

ઠા. અમદાવાદમાં બાલેટનની હવેલીમાં